# દીબાચો.



આ નાહનકડી વારતાને કોઇ લાંબાલટાક દીબાચાની જરૂર નથી. આ વારતાનો પેહલી આવૃતીનો હક જાણીનાં "ઢોંગ-સોંગ"ના પરવરતાવનાર ભાઇ દીનશાહજી કરકરયાને મેં વેચ્યો છે, અને તેવણ દરતક તેમની કારસાજી હેઠલ આ ન્હાનું નૉવેલ, તેથી, નવીન ધુમ-ધડાકા સાથે બાહેર પડે છે. એ ઘણા ઉમંગી અથોરનાન છે—મજકુર દસ્તુર દીનશાહજી કરકરયા. સાહીત્યનાં રણક્ષેત્રમાં હાલ આપણા એકાદ બે ધર્મગુરૂ સાહેબોએ પણ ઉલટમંદ કંમર કસેલી જણાય છે, ને તેમાં અવ્વલ નામ કરનાર આએ નામદાર દીનશાહજી કરકરયા છે. એવણને ઉલટ ઘણી છે, અને તે ઉલટનાં પરીણામમાં આ સાદરી નાચલી વારતા એક નવાજ લેબાસ સાથે જાહેરમાં દેખાવ દેની થઇ છે,—જે મને ગમ્યું છે. આપણું ગુજરાતી સાહીત્ય હજી તેની છેક બાળાવસ્થામાં છે તે જોતાં ઝુરતપેસા વાંચકોનાં સંગીન-

પાનાંમાંજ વાંચનારાં ... જાણાર અને

સમેલાનું ... એ મા. ... થશે, ચિંતાની



આપ્યાં તે ઘણાં ટેસ્ટફુલ બનાવાને એ આપણા અથોરનાન બીરાદરે ઘણી કાલજી કરી છે, અને તે રીતે માહરી વારતાઓની એક લાંબી હારમાળામાં આ કીસમનું એક પુસ્તક પેહલુંજ છે.

વળી એના સંબંધમાં એના એ પરવરતાવનાર ગૃહસ્થને એક બીજો વખાંણવાજોગ ઉમંગ જે મને વિશેષ ગમ્યો છે તે એ વારતાને પારસી નઓરોઝની મુબારકબાદીમાં અરસપરસ ભેટ આપી શકાય એવી "સાલ મુબારક!" ની એક પ્રસંગોવાર તખ્તી સાથે તે બાહેર પાડવાને છે. તે માટે એ વારતાની બાંધણી ઘણી મનોહર કરી શકવાની એ ભાઇ મને અનેક ખાત્રી આપે છે, ને એમના એ સંબંધના ટેસ્ટ બાબે હું જે થોડુંક જાણું છું તે ઉપરથી એ ખાત્રી બર આવવા વાસ્તે હું ખાત્રીભેર થઇ શકું છું: એ પ્રયોગ ઘણો ચાહવાજોગ થશે. નવાં વરસની મુબારકબાદીના કાર્ડોની આપ લેમાં ઘણા સારા ટેસ્ટને અદયાપી મુસ્તકીમ સુધારો થયલો આપણે વખાંણ સાથ જોઇ ચુકયાં છીએ, ને તે સુધારા પર અપાણા કરકરયા સાહેબને આ એક પુરવણને સુધારો છે!! આ અદના વારતા જેઓ વાંચશે તેઓને ગમશે એ વાતની મને ખાત્રી છે. એક નેકજાદ ઓરત સરબસર મોહબત ને મરવતનુંજ એક મંદીર આ વારતાના સેહેલ સફાઓમાં સબર કરતાં પુરવાર થાય છે, ને તેવી આખી આલમની નેકીભરી અબળાઓની નેકનામી ને ઇજજતમાં વધારો કરનારી આ નાહનકડી વારતા એક પાક અને આલા દરજાની અગત ધરાવનારા પારસી હીંગામ ઉપર મુબારકબાદીની ભેટ સોગાદ માટે ઘણી પ્રસંગોપાત થઇ પડશે એમ હું ધારૂં છું.

વળી આ વારતા પોતાનાં માતાજીસાહેબને અર્પણ કરવા દીનશાહજીને ઉલટ થઇ છે, ને તેમ કરવા દઇને એવણ‌ની એ નેકીભરી ઉલટને મેં ઇનસાફ આપ્યો છે. માહરી વારતાઓનાં પુસ્તકોમાં અર્પણ વાસ્તેનું ભાડુતી તત્વ મેં આ છેલ્લા ૩૦ વરસોનાં દરમ્યાનમાં કદી બી આમેજ થવા દીધું નથી. પૈસાપાત્ર શેઠસાહુકારોનાં પગપાણી કરી સો બસો નકલોનો ઉઠાવ કરવાની દયાનતથી ચાપલુસીખોર અર્પણો કરવામાં આવે તેનો હું સદાનો શત્રુ છું, અને એ તુચ્છ લોભનો જમાનો વહી ગયલોજ હાલમાં પરવરતાવવામાં આવતાં પુસ્તકોથી પ્રગટ પડે છે તે ઘણી ખુશીની વાત છે.

ફ્રીઅર રોડ, કોટ.
તા. ૧—૯—૧૯૧૫

બ. ન. કાબરાજી.
રચનાર.



# અર્પણ.

માહરાં સદાનાં મેહરબાંન નેકનામ
બેહેસ્તનશીન વ્હાલાં માતાજી સાહેબ—
માણેકબાઈ એદલજી દાદાભાઇ કરકરીઆની
અશો યાદને
ખરી દીલસોઝ અને નેકજાત ઓરતોની નેકનામી અને વફાદારીભરયાં
વાહાલની પુરવારી આપનારી આએ એક નાહની વારતાનું
પુસ્તક, જે માહરે હસ્તક હાલ બાહેર પડે છે તે,
એ મરહુમ માતાજી તરફનાં માહરાં સાચાં દીલનાં
હેતની એક નજીવી પુરવારીમાં,
તે. મરનાર મુરબીજીને ઘણાં માન
સાથ અર્પણ કરવાની હું
રજા લઉં છું જી.

દીનસાહ એદલજી કરકરીઆ.

માણેક પ્રીન્ટીંગ પ્રેસ,
ગ્રાંટરોડ, મુંબાઇ,
તા૦ ૧-૯-૧૯૧૫.

# માહરી સાતમી ચોપડી!



આજે માહરી પ્રગટ કીધેલી આ સાતમી ચોપડીનો ખુલાસો ખતાં હું અજબ થાઉં છ કે કોણે જાણ્યું હતું કે સાહીત્યની સેવા બજાવવાનું કામ માહરા જેવાનાં નસીબમાં બી લખેલું છે! આપણે "લખ્યા લેખ" વિશે ઘણું સમજેલું ને વાંચેલુ છે, અને માહરા બાબમાં તો હું તે અનુભવી ચુકયો છું. ખરેખર, હું કયાંથી કયાં જાઉં છું એ વિચાર જયારે એકાંતમાં બેસી કોઇ વાર કરૂં છું ત્યારે તે પરમકૃપાળુ માહાન બાપે એક ઇનસાનને માટે નક્કી કીધેલી નેમ (લખ્યા, લેખ) સમજમાં ઉતરતાં વીલંબ લાગતો નથી.

આજની વાર્તા "ઓરત" માહરી પ્રગટ કરેલી વાર્તાઓમાં સાતમી વાર્તા છે, અને તે માહરા માનવંત મિત્ર મી० બ० ન० કાબરાજીને હાથે લખાયલી છે. વાર્તા ઘણી નાહની છે, પણ તે પીજનપાટલાથી નીરાલી છે, અને તેથીજ તે નાહની લાગે છે. આ વાર્તા મેં પેહલાં વાંચી ત્યારે મને તરતજ લાગ્યું કે એ વાર્તા કોઇ નવા લેબાશમાં બનાવીને જો પ્રગટ કરી હોય તો તે વાંચનારની પસંદગી પામ્યા વીના રેહશે નહીં, કેમકે વાર્તાની ઝમક જે ખુબી જણાવે છે તેવીજ રીતે તેને સજ્જ થયલી એક સુંદરી માફક પેહડાવી ઓઢાડી બાહર કાહડી હોય તો લખનારને અને તેની કલમને વાંચનાર પુરેપુરાં વખાણ્યા વીના રેહશે નહીં. એ અનુમાન કરીનેજ આ વાર્તા મેં વાંચનાર સનમુખ રજુ કરી છે, અને એ માહરા વિચારનું માપ તપાસવાનું વાંચનારનાં હાથમાં છે.

આ વાર્તાનાં પીકચરોનું સીલેકશન ઓરીજીનલ પરથીજ લેવામાં આવ્યું છે એટલે વાર્તાને તે બંધબેસ્તુ બનાવવાની મને ઝાઝી તકલીફ પડી નથી. વળી વધુ ખુશી થવા જેવું એ છે કે મી૦ બહમનજી કાબરાજીની દજનબંધ વાર્તાઓ, જે ચોપડીના આકારમાં આ આગમચ બાહર પડેલી છે તેમાં આ વાર્તા તેની સાઇઝમાં, રંગમાં અને રૂપમાં જુદી પડે છે, પણ તે સઘળી રીતે અપ-ટુ-ડેટ બનાવવા સાથે પતેતીની ભેટ સોગાદ તરીકે આપ લે કરવા જેવી બનાવવાનો માહરો અદના ખ્યાલ ખરીદનારની પસંદગી પામ્યા વીના રેહશે નહીં એમ હું સમજું છું, કારણ કે આજકાલ પતેતીની ભેટ સોગાદ તરીકે "પતેતીના પોસ્ટકાર્ડ"–" નવાં વર્ષના પોસ્ટકાર્ડ " વિગેરે પર જે પૈસાનો ધુમાડો કરવામાં આવે છે તેના કરતાં એક સરસ બોધ લેવાજોગ અને વીચારવંત વાર્તા, ઉપરની અને અંદરની દરેક ચાઇચાઇ સાથની, પતેતીના પોસ્ટકાર્ડનીજ કીંમતમાં આપ લે થતી હોય તો તે આપનાર અને લેનાર બેઉને ઘણી શોભા આપતી નીવડશે, અને તેની આવતે સાલ વાંચનાર વધુ કદર બુજશે એવું માહરૂં માનવું છે.

આ વાર્તા માહરાં મરહુમ માતાજી બાઇ **માણેકબાઈ એદલજી દાદાભાઈ કરકરીઆને** અર્પણ કરવામાં આવી છે, કે જે માતાજી આ ગેતી દુન્યામાં પોતાનાં બચ્ચાંઓની જંજાળ કરીનેજ નહીં પણ સુખ કે ભલાઇની હાંસલ મેલવ્યા વીના તે કીરતારને બે દાહેકા થયાં જલદીથી જઇ મલ્યાં છે, અને તેઓની અશો યાદ જાલવી રાખવાની આજે ૨૦ વરસે મને જે તક હાથ લાગીછે તેથી માહરા જીવને ઘણો કરાર થયો છે. દલગીરી એટલીજ છે કે તેઓનો ફોટો

હેરી કને નથી.

## માહરી એક ઉમેદ.

જાણીતી ઇંગ્રેજી ફર્મ મેસર્સ મેકમીલનની કુંપની જેઓ પબ્લીશરો અને બુકસેલ્લરો તરીકે ઇંગ્લાંડ અને હિન્દુસ્તાનમાં જાણીતા છે, તેઓના જેવોજ સાહસ ઉઠાવવાની માહરી બી એક ઉમેદ છે, પણ ધીલ માત્ર એટલીજ છે કે તેજ પ્રમાણમાં દીલસોઝ ઘરાકો માહરી પ્રગટ કરેલી અકેક નકલ ખરીદી માહરાં કામને હર વખતે ઉત્તેજન આપતાં રહે! એટલુંજ માહરૂં કેહવું છે, પછી સઘળી જોખમદારી માહરે શીર રાખવા હું ઘણી ખુશી સાથે તૈયાર છું.

અને છેલ્લે, યઝદેઝરદી બેસ્તું આ નવું સાલ કોમમાં ભાઇબંધી વધારનારૂં અને એકસંપીની એકત્રતામાં ઉમેરો કરનારૂં થાય, કે જેથી દરેક જરથોસ્તી પોતાને માટે સુખનીજ આશામાં સુખી થાય એવી માહરી દુવા જરથોસ્તી આલમને આમીન હોજો! ખુદાના બુલંદ આશીરવાદ હરેક કોમ પર ઉતરે, અને આપણા દેશ તેમજ અદલ ઇનસાફી ઇંગ્રેજી રાજ• પર આવેલી લડાઇની નેહસ્ત જંજાળ જલદીથી દુર થાય એવી માહરી અંતકરણની બંદગી તે કીરતારની દરઘાહે પોંહચે એવું દાદારથી માંગી લેતાં, દુવા સાથે—

દુવાગીર સેવક,

દીનસાહજી એદલજી કરકરીઆ.



આ "ઓરત" નામની વારતા મી૦ બહમનજી નવરોજજી કાબરાજીએ ફ્રીયર રોડ, કોટ, મુંબઈથી લખી છે, અને મી૦ દીનસાહ એદલજી કરકરીઆએ મુંબઈ, ચાંટરોડ, ટ્રામ ટરમીનસ પાસે ત્રીભોવનદાસ બીલડીંગમાં આવેલાં "માણેક પ્રિન્ટીંગ પ્રેસ"માં પોતાને માટે છાપી છે, અને ઉપલેજ ઠેકાણેથી પ્રગટ કરી છે.

"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us, willing, from ourselves to see
Others more wretched—more undone than we?
This books can do: nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved—the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to Subjects, what they show to Kings."



હવે તો અરસપરસની ભેટ સોગાદ

## સાલ મુબારકનાં નામ સાથનાં

# જીનાદારૂનાં કેક!

લોકોને મોટી સગવડ કરી આપી છે.

પતેટીનાં ઓરડરો ક્રીસમસ કરતાં પણ વધુ હમારે ત્યાં નોંધાય છે.

સાલ મુબારકનાં કેકો આગમજથી ઓરડરો પ્રમાણે જેવાં માગશો એવાં હમો બનાવી આપીશું.

મહેરબાંની કરી જલદીથી તમારા ઓરડરો મોકલજો.

૬૦ ગોલવાડ લેન કોટ મુંબઈ.

## જરથોસ્તી નવું સાલ મુબારક



મુબારક મુબારક મુબારક આ - દન,
સગન છે નવાં સાલના શુભ સગન.
સુખી રહો સદા બાળ બચ્ચાંઓ સાથ,
સદા રહો તમો માથે યઝદાંનો હાથ.

"આમીન"

# હરીદાસ-વાલજી.

## બાનુઓ અને ગ્રહસ્થો

આજના પણોતા અને ભાગ્યશાળી દીવસે બાળ બચ્ચાંઓમાં, ખેશ કુટુંબોમા, તથા મીત્ર મંડળોમા અરસ પરસ મીઠુ મોઢુ કરી શુભ સગન ઉજવવા જગ પ્રસીધ જાણીતા અને માણીતા મીઠાઇવાળા હરીદાસ વાલજીની દુકાને જરૂર પધારશોજી. ચીરાબઝાર મુંબઈ.

ટેલીફોન નં. ૧૩૬૫.

( બયેત. )

બનામે ખુદાવંદો પરવરદીગાર,
ઊમીદોની કીશતી તું કર પેલે પાર.
"આમીન."

# ફીરદોસી-શાહાનામું.

## તમામ ગુજરાતી બએતોમાં.

## ભાગ ૧ લો.

માનવંત બસ્તે કુસ્તીઆનો ખરીદો, વાંચો, અને જુઓ કે આય એક એવું તો બરકતી પુસ્તક છે, કે જે આપણા માહાન નેઆગાનોની જાહોજલાલી, બાહાદુરી, હીંમત, તથા આલમને હયરત કરનારાં તેઓના બળવાન કાર્યોનો એક કીમતી ખઝાનોજ છે કે-જે દરેક દીનસુસ્ત સાચ્ચા જરથોસ્તીઓએ પોતાના ઘર સઘે પોતાની ઉધરતી અવલાદના ભલાં માટે રાખી મુકવાની મોટી ઝરૂર છે.

**કીંમત રૂ. ૧॥**

રચનાર ખાકસાર

**રૂસતમજી નસરવાનજી માસતર**

ઉરફે

**"આદીલ."**

ચીરાબજાર તાડવાડી—મુંબઈ.

# ઓરત–

## મોહબત અને મરવતનું એક સંદીર !

[ ઇંગ્રેજી સંસારની એક વારતા. ]

### પ્રકરણ ૧ લું.

તે "ક્રિસમસ ડે"નો ઇંગ્રેજી સલતનતમાં સૌથી મોટી અગત ધરાવનારો તેહેવાર હતો.

તે "ક્રિસમસ ડે"નો ઇંગ્રેજી સલતનતમાં સૌથી મોટી અગત ધરાવનારો ઉત્સાહી તેહેવાર હતો, અને આખું યુરપ એ પવિત્ર દિવસની ખુશી ખુરમીમાં રંગરાગથી હલમલી રહ્યું હતું. છોકરાં બચ્ચાંઓ સુંદરમાંસુંદર પોશાકોમાં સજ્જ થયલાં હતાં, બાનુઓ પોતાની ખુબસુરતીને જવાબ કરતી ફીસમે બની ઠણીને બાહેર પડેલી હતી, અને ગ્રહસ્થો પણ તેજ મુજબ તેજ તોરનો ઠેરો કરી નિકળેલા નજરે આવતા હતા. દેવળોમાં મુબારકબાદી ને ખુશી ખુશાલીના ઘંટો વાગવા ચાલુ થઇ ચુકયા હતા, અને "હોલી" નાં લીલાં કુંજર જેવાં ઝાડો ઘરેઘરનાં આંગણાંમાં રોપાઇ ચુકેલાં નજરે

આવતાં હતાં. ઓ ખુશાલી!—એ મુજબ સર્વ જીગરો ખુશાલીથી સતેજ અને શાદમાન ઝલકતાં હતાં, કે જ્યારે હુંજ એકલો કમબખ્ત, દુખી અને દાઝેલો, ગમ અને નામુરાદીનાં આંસુઓ ખેરવતો હતો!

માહરૂં દુઃખ અસહ્ય, જુલમગાર અને મોહટું હતું.

માહરૂં દુઃખ અસહ્ય, જુલમગાર અને મોહટું હતું, કેમકે મને એક ઓરતે માહાત કરયો હતો—બલ્કે પોતાના નાજુક હાથોએ સરબસર કતલ અને જાનથી બેજાન કરયો હતો! ઓ ઓરત—ઓરત! કવીઓએ ગાએલું છે ને વારતા લખનારાઓએ તાહરી તારીફમાં વર્ણવેલું છે કે તું મોહબત અને મરવતનુંજ એક મંદીર છે—તું માયા અને અશોઇનીજ એક મુરતી છે, અને તે શું ખરૂં છે?

નહીં હોએ; ખરૂં કેમ હોએ—જ્યારે કે માહરા કડવામાંકડવા અનુભવે મને તો બેતકરાર ઉલટું અને જુદુંજ સિદ્ધ કરી આપ્યું હતું?

ડીસેંબર મહીનાની તે હવા ઠંડી અને ખુશનુમા હતી. બરફ સેહવાતી રવેસે આછું આછું અવારનવાર આકાશમાંથી ગબડતું રહયું હતું. ઉંચાં ઝાડોની મોટી ડાળો પણ પાતરાંઓથી ભરપુર પોતાના હાથો પ્રસારી જાણે એ કુદરતની ખુશીમાં શામીલ થવા ચાહતી હતી—અને છતાં જખમાંયલાં જીગરે નાસબર ને નામુરાદ બનેલો હું અભાગ્યો એ કોઇ બી ખુશીમાં ભાગ લઇ શકતો ન હતો. માહરી આસપાસ માહરે માટે માહરે મન સઘળું સુનકાર અને

અંધકાર હતું! માહરી દરેક નસો સુસ્તીમાં સુન મારી ગઇ હતી, અને માહરી દરેક ઉમીદ રેજેરેજ ભ્રષ્ટ થઇ ચુકી હતી. મોહોત કરતાં બી જાલીમ નાઉમેદી મને જીવથી મારી નાંખી ચુકી હતી–અને તે છતાં, અફસોસ કે, માહરા અફસોસ ને ફરયાદની હાય પુકારતા મારાં હૈયાંના પુકારો પર દયાથી ધ્યાંન આપવા કે કાળજીથી પરપુછ કરવા માહરી બાજુમાં કોઇજ મોજુદ ન હતું!

મેં તો એ ક્રિસમસ મોટી મોજ ને સુખમાં ગુજારવાનીજ આરજુ કરી હતી! હિંદુસ્તાનના ગરમ મુલકોમાં દુશ્મનોના ધસારા ને લડાઇના ધુજારા વચ્ચે ગોયા એજ માનીતી આરજુએ માહરો ગયલો જીવ મને પાછો સપુર્દ કરી જીવાડયો અને પછીથી અત્રે માહરે સ્વદેશ પાછો પુગાડયો હતો. ત્યાં અને ત્યારે મોહત ચોપાસ ઘુમી રહ્યું હતું. તે ગરમ મુલકોના તાપ અને શત્રુઓની ગોલીઓના વરસાદ વચ્ચે જાન બચાવવો કેવળ માહાળ થઇ પડયું હતું, અને તે છતાં બદનનાં ખોલ્યાંમાંથી હોઠ તક નિકળી ચુકેલો જીવ પાછો જમાવી હું જીવ્યો અને જીવતો પાછો ફરયો હતો;—અને ત્યારે મુસાફરીઓની થાક, રંજ અને હાડમારી, ભુખ અને તરસ, તડકો અને તાઢ એ બધું ખમી ખમીને, છેક મોહતનાં ડાચાંથી બચેલો હું કમબખ્ત શું આ હીણભાગ્ય સરજતનો લ્હાવો લેવાજ માહરે વતન પાછો ફરયો હતો?

તે અબળા દેખીતી રીતે એ ક્રિસમસ ડેની મોજમાં ભાગ્યશાળી ભાગ લેતી હોવી જોઇએ, કેમજે તે સોનેરી જુલ્ફાંવાલું માથું કે જે સુખ ને દુઃખની લાગણીઓ દરમ્યાંન એક વાર અને અનેક

વાર માહરી છાતીપર ટેકાયું હતું તે હવે ઉમરાવપદનું હીરાજડીત તાજ ધારણ કરી એક કોઇ બીજાનીજ મતા થઇ ગયું હતું; તે પ્યારો આકાર કે જે પાક મહોબ્બત સાથ માહરી ગોદમાં દબાતો હતો તે હવે સિલ્ક અને સાટીનના શ્રીમંત પોશાકોમાં સજ્જ થએલો એક બાદશાહજાદીને જેબ આપતી અને જવાબ કરતી નાજેઅદાની નાજુકાત સાથે એક ઉમરાવનું ઘર શોભાવતો હતો; અને ત્યારે જે કોમળ પ્યારા હાથ હજારો વિશ્વાસથી હજારો વાર માહરા હાથમાં મેલાયલા તેજ હાથોએ એ મુજબ જબેહ થયલો હું હાલમાં હેરાન સરગરદાંન અને દુખી હતો તેમાં એક બી અજાયબી જોવામાં આવશે ?

પણ નહીં; એમ કકલાત કરતોજ પડી રેહવામાં માલ ન હતો. હું ઉઠયો અને ઉભો થયો. તે આજે સહવારે દેવળમાં તો આવવીજ જોઇએ, અને ત્યારે અત્રે આવી મેં જે કાંઇ જુલમગાર સાંભળ્યું હતું તે વાતની માહરી ખાત્રી થવા દેવા માહરે દેવળમાં જઇને એક વાર તેને નજરોનજર જોવીજ જોઇએ. ફકત પાંચ મિનીટ બી તેની જોડેજોડ એકજ છાપડાં હેઠળ થવા ને જે પાક મકાનની હવા તે દમમાં લીએ તેજ હવામાં જીવવાની મોજની મેં વળી એક વાર આરજુ કરી—અને હું ગયો.

હું તાપે સસરતો હતો. માહરાં બદનમાં આગ અને માહરાં મગજમાં જવાળા જલતી હતી !

હું તે દેવળના ચોકમાં થઇ આગળ વધ્યો, કે જ્યાંની સેહેંકડો ઘોરો ઉપર ખુશબોદાર ફુલના શેલાઓ ચઢાવવામાં આવ્યા હતા, અને હું તે ઘોરમાં નિરાંત માની વાસો કરતાં તે અશો રવાંનોની

જાણે અદેખાઇ કરતો આગળ વધ્યો.

હું તે મોટા મેહેરાબમાં હવે આવ્યો કે જ્યા સેંહેંકડો નિર્ધન કંગાળો ભીખની આરજુમાં એક્ઠાં થયલાં હતાં, અને હું તેઓમાં ભુલી ગયો. મને ત્યાં કોણ જોવાનું ને ઓળખવાનું હતું? હું હેનરી ગોરડન આજે અસલ હેનરી ગોરડનનો એક ઓળો માત્ર હતો! માહરાં કપાળપર એક ઉંડા જખમનો રૂઝ આવી ગયલો લાલ સરેતો જાવેદાન તકની નિશાંણ તરીકે રહી જવા પાંમ્યો હતો, કે જે હિંદુસ્તાનના એક મોટા બખેડામાં મેં જે ભાગ લીધો હતો તેની સદા યાદ આપતો હતો, અને તે સરેતાએ માહરી ખુબસુરતી—જો અસલમાં કાંઇબી હોય તો—હવે ઘણી બિગાડી નાંખી હતી. હું, તેથી, નિરભય તે નાચાર અને ગરીબો વચ્ચે ભળીને બેસી ગયો. મને કોણ જોનાર કે જોઇને ઓળખનાર હતું? તે માહરી વ્હાલી આજના પવિત્ર દિવસની એબાદત માટે આજે દેવળમાં આવવીજ જોઇએ, અને તે આવે ત્યારે હું માહરી તરસતી ને તસતસ થતી આંખ્યોએ એક વાર તેને નજરોનજર જોઉં એજ એક અરમાન દિલે વસાવી હું ત્યાં બેઠો ને થોભ્યો.

તે અંતે આવી.

ગાડીઓપર ગાડીઓ આવતી ગઇ, અને લોકો તે ગાડીમાં તેટલાંજ વળી પાંઉપ્યાદાં ક્રિસ્મસની તે ખુદાએતેઆદ બંદગીમાં શામીલ થવા "પેહેડેલાં ઓઢેલાં" આવતાં ગયાં. તે બધાંને "અમો ભિક્ષુકો" હતાં તે મેહેરાબમાંથી પસાર થવું પડતું હતું, અને સખીતબેહ આસામીઓ—બૈરાં માટીડા, ઘરડાં જવાંન, બાળ બચ્ચાં

મુખ્યત્વે કરી એ દિવસે ભિક્ષા આપવા થોભતાં, ને પછીજ અં જતાં. મને બી કોઇ કોઇ એમ નવાજતું ગયું—જોકે હું તો તુરતઃ પાસે ઉભેલા એક દલીદ્રને, તેની ઘણી અજાયબી વચ્ચે, તે સઘળુ આપી દેતો ચાલ્યો !

મને લોક આપે તેમાં અજાયબી શી ? હું બી તો ભિક્ષુઃ વર્ગનો એક હોઉં તેવોજ માહરો લેવાયલો લુટાયલો દર્દમંદ અને આજોર્દ હાલ હતો ? માહરા પોશાકનું ઠેકાણું ન હતું, ને માહરો ચેહેરો એબલગાંરૂણો હોવાનું મને ભાંણ થયું ન હતું. મને દુન્યાજ માત્ર નહીં પણ તમામ જીંદગી એક ભાર જેવી ભારે અને અકારી પડી ગઇ હતી.

પણ અંતે તે આવી. ઘણા સોહામણા ઘોડાની જોડીની ગાડી મેહરાબમાં આવતાંજ ત્યાં જમા થયલાં લોકો વચ્ચે એક ગુંગણો ઘોંઘાટ થયો, અને માહરી પડોશમાં ઉભેલા એકે બીજાને પુછ્યું, "એ કોણ ?" જવાબ મલ્યો કે "સર એલેક અને તેની નવી મોહરદાર લેડી ગ્લેન."

"એ સર એલેક કોણ છે ?" પાછો સવાલ થયો. દેખીતી રીતે તે સવાલી કોઇ આ તરફ માટે અજાણ્યોજ હતો. બાજુમાંનાં ગરગામડાંમાંથી ઘણુંક મુફલીસ લોક એ તેહેવારની ખુશબખ્તીમાં ભિક્ષાની આરજુથી આજ એ દેવળમાં ઘસડાઇ આવ્યું હતું તે માંહેલો તે સવાલી એક હોવો જોઇએ એમ મને તુરત લાગ્યું.

"એ સર એલેક આ નહાનાં શાયરનો એકપુરો ઉમરાવ છે," ને પાડોશીએ ઓળખ આપી. "પુસ્કળ પૈસાવાલો છે, પણ કાંઇ

સારો આદમી નથી. લેડીની ઘણી વખાણ છે. તે કોઇ ખરી ઉમરાવજાદી છે. ગરીબોની ઘણીજ ખયરખ્વાહ ને મેહેરબાંન છે."

તેઓ એ દરમ્યાનમાં ગાડીમાંથી ઉતરી અંદર આવ્યાં, કે તે ભિક્ષુકોનો આખો ટોલો અદબથી ઉઠીને ઉભો થયો, ને એ ભાગમાં વેહેંચાઇ તેમને જવાને તેણે રસ્તો કરી આપ્યો. હું બી, તેથી, ધક્કા મારી છેક આગલી હરોળમાં આવી ઉભો—અને આહ, તે બેહસ્તને શોભા આપે એવી ઠંડી મીઠી શોકાતુર સુંદરતા જોતાં હું હતો તે થકી હજાર દરજ્જે વિશેષ દયાંસુનો થયો!

તે એક દૈવીક શક્તિ - એક ઇશ્વરીજ અવતાર હતો! તે ચેહેરાની ચમક ખુદાઇ ઝલેહનોજ ભાસ આપતી હતી. તે સાદા પણ ઘણાજ શ્રીમંત ડ્રેસમાં સજ્જ થયલી હતી, અને જ્યારે તે મુફલીસ કંગાલોને ખોબે ખોબે પૈસા આપતી માહરી બોરદુમાં એકાદ પલ આવીને ઉભી રહી ત્યારે મેં જોયું કે તેણીની ગમગીન ચશ્મોમાં સ્વર્ગનીજ પાગીજગીની નુરાંની ચમકતી હતી!

તેણે મને જોયો, અને હું હાથ ઓલખું છે કે નહીં તે જોવા તે એકાદ સેંકડ થોભી. અમારી આંખ એ દરમ્યાન એકઠી મલી, પણ અરે, તે મને મુતલગ ઓળખી શકી નહીં. તે દયાળુ ચશ્મો ઘણાજ મીઠાસથી, એમ છતાં, માહરીપર તે એક બે પલ ટીકાઇ. તે પ્યારની પ્રતિમા હાલની માહરી નિર્ધનતા જોઇ દયાથી દાઝતી નઝરે આવતી હતી. તેના ડ્રેસની સ્કર્ત માહરી બાજુમાંથી પસાર થતાં માહરાં બદનને લાગતી હતી, પણ તેથી જરા એ સુગાઇ કે કમકમીને તેણે તે દુર હટાડી વીટીક લીધી નહીં!

તેની ઓરહુમા તેનો પેલો કંગાલ ભરથાર ચાલતો હતો કે જેને લોકો માનથી નહીં પણ તહરાસથી થથરીને જોતાં હોએ એમ લાગતું હતું. તેનો દેખાવ કરડો અને દયાહીણ હતો. તેને પોતાની મોહરદારનું આ ઉદાર લક્ષણ ગમ્યું હોએ એ શકભરયું દેખાતું હતું, પણ તે ફરજયાત તે ઉપર આંખમિંચામણાં કરતો હોએ એમ ઝટ નજરે આવતું હતું.

તેઓની લગોલગ પછવાડે એક ગવરનેસની સંભાળમાં એક ગુલાબ જેવા ચેહેરાની બાળકી ચાલતી હતી, જેનો ચેહેરો જાણે તે માતાનાજ પવિત્ર ચેહેરાનો હુબહુ આએનો હતો. તે તેટલોજ તેજસ્વિ, તેટલોજ દીલપઝીર, તેવોજ મીઠો, મનહરણ, દીલજીત એક મુખડો હતો. તે ચેહેરો ખરી નિર્દોષતાનોજ ગોયા એક અવતાર હતો.

તેઓ પસાર થઇ ગયાં.

તે એક ક્ષણીત મજાહ હતી. વરસો પછી તે માહરી વ્હાલીને એમ રૂબરૂ જોવાની મોજ એક ક્ષણીત મજાહ હતી, અને તેઓનાં અંદર જવા પછી તરતજ જાણે તે જગ્યાનો સુર્ય આથમી ગયો ને તમામ તેજ સમી ગયું. હું, તેથી, બેવડો નામુરાદ તે બાજુથી ખસી ગયો. ઓ, કેવા માહરા હાથ ચવડતા હતા કે જેણે માહરો એ ખજાણો લુટી લઇ મને તન મનથી મુફલીસ બનાવી દીધો તેની ગલચી ત્યાં ને ત્યાં દાબી દેઇ હું તેને ઠાર મારૂં!—પણ નહીં; મેં માહરી લાગણી ઉપર કાબુ મેલવ્યો, અને ખુદા પાસ હું સબર માંગી ત્યાંથી એકદમ ખરતો થઇ ગયો.

તે ભિક્ષુક લોક તે પછી તેઓનીજ વાત કરતું ત્યાં પાછું ખોટી થઇ રહ્યું. "કોઇ બી નાચારબેચાર એ લેડી પાસથી નામુરાદ પાછું ફરતું નથી," કોઇ કેહતું હતું; "પણ પેલાને ગરીબની કશીજ દયા કે દરકાર નથી. તે તો જૈફ અબળાઓ કે કુમળાં બચ્ચાંઓ કચડાઇ જવાની બી દરકાર વગર મોહલ્લાઓમાંથી મારતે ઘોડે હાંકી જશે કે ઘોડેસ્વાર યાહોમ ચાલ્યો જશે! તેને ગરીબની તુંભા શી હોએ? તે એમજ સમજે છે કે ગરીબોને કોઇ બી લાગણી ધરાવવાનો હકજ નથી!"

"અને તોબી એ પોતાની સુંદર મોહરદારને ખરી લાગણીથી ચાહી શકેછે!" એકે તાજુબીથી ઉમેર્યું; "એ ઘણી અજબ વાત છે પણ ખરી વાત છે, પણ તે બાંનુ—ખુદા જાણે તેને શું દુઃખ છે કે તે બાંનુ—કદી બી ખુશી કે સુખી દેખાતી નથી. તે કોઇ છુપા ગમથી પોલાયા કરેછ. તે મીઠા સ્વભાવની પણ શોકાતુર અદાની, દયાળુ પણ ગંભીર, નમાની, તાબેદાર અને નેકબખ્તીભરેલી તોપણ હંમેશ ગમગીનજ ફરયા કરેછે!"

"લોક કેહછ કે આગળ તે એક કોઇ સિપાહબચ્ચાને ચાહતી હતી, અને તેની સાથે પરણવાનું બધું તમામ નક્કી હતું, પણ તે તેટલાં હિંદુસ્તાન ગયો એટલે એ વાત ઢબ પડી ગઇ," બીજાએ વળી ખુલાસો આપ્યો; પણ તે ખુલાસો, અલબત, ત્યાં જમા થયલા ભિક્ષુક વર્ગે મોટે સાદે હસી કાડયો. "એથર્સટન હૉલ"ની તે પૈસામાં આલોટતી ને પ્યારમાં પોખાતી સર એલેક જેવા એક નામાંકીત ઉમરાવની માનવંત મોહરદાર લેડી ગ્લેન એક કમીના સિપાહબચ્ચાપર કદી બા

પીડા થાય એ શું બનવા કે માનવા જોગ હતું ?

એવામાં ક્રિસમસ રાજગીત ગવાવા લાગ્યું, અને ઑરગનના મ્યુઝીક ને ગાનારાંઓના મીઠા સરોદ વચ્ચે તે ભિક્ષુકોની તે વાત ત્યાંજ બંધ પડી; પણ મેં જેટલું સાંભળ્યું તેટલુંજ શું બસ નહીં હતું ? મેં પુરતું અને પુરતાં કરતાં પણ વધતું સાંભળી લીધું હતું ! જે વાત કદી હું માની પણ ન શકું તેની મને જોઇતી માહીતી આપવા માટે મેં જોઇએ તે કરતાં જયાદા સાંભળી લીધું હતું, અને તેણે માહરાં આંગમાં અગ્નિ અને ભેજાંમાં ભડકો સળગાવી મુકયો હતો. હું મુશકેલીથીજ માહરા પગપર ખડો રહી શકતો હતો ! માહરૂં મગજ ચકભમ ઘુમતું અને ફરતું હતું, અને એકાદ કદમ આગળ ભરવા જતાં, દયાની એકાદ ચીસ સમેત, તે ભિક્ષુક વર્ગના પગ આગળ હું બેહોસ તુટી પડયો !



## પ્રકરણ ૨ જું.



તે પછી શું થયું તેની મને ખબર નથી, પણ જ્યારે હું પાછો સુદ્ધીમાં આવ્યો અને આંખ ખુલી માહરી આસપાસ જોઇ શકયો ત્યારે હું એક ઘણા નાહના પણ સુઘડ અને સુખદાયક ઓરડા માહેલાં એક તેવાંજ બીછાણાંમાં બીમાર પડેલો હતો.

"તમોને હવે સારૂં લાગેછ ?" એક દેખીતા દયાળુ અને કાળજીવંત ચેહરાએ એ વખતે તરત માહરીપર વાંકો વળી મને

પુછયું; "માહરા એબલ તમોને એ પ્રમાણે સારા થયલા જોઇને કેવા રાજી થશે!"

"એબલ કોણ છે?" મેં ધીમે સાદે પુછયું.

"તે માહરા ભરથારનું નામ છે," તે માયાળુ અબળાએ જવાબ કર્યો. "તે સર એલેકના મેહલને લગતા બગીચામાં વડો બાગબાન છે. અલબત, તમે કાંઇ તેને ઓળખતા નહીં હશો?—તમે બિચારા તેને કયાંથી ઓળખો? તમોને તો અહીં બધું અજાણું અજાણું ને નવું નવું લાગતું હોશે તમે છેક ગયા ક્રિસમસ ડેથી અહીં બીમાર પડેલા છો. તમોને તે કાંઇ ખબર છે?"

"નહીં," મેં માથું દાબી કહયું; "હમણાં કીયો મહીનો ચાલેછ?"

"ફેબરવારી લગભગ આખર થવા આવ્યો છે," તેણીએ શાંતપણે જવાબ કર્યો.

"હું અહીં કેમ આવ્યો?" 31,133

"માહરા એબલ તમોને બીમાર અને બેસુદ્ધ અત્રે લાવ્યા," તે કોઇ મીસીસ એબલે ખુલાસો કરયો. "તેવણ ગજવે ગરીબ છે પણ દીલના ઘણા દયાળુ છે. છેલ્લા ક્રિસમસ ડેને દાહાડે તેવણ સરેરતા પ્રમાણે દેવળમાં બંદગી કરવા ગયા હતા, અને જેવા મેહરાબમાં દાખલ થવા ગયા કે તેવણે તમોને ઝોંક ખાઇને જમીનપર ઝીકાતા જોયા. તમે તેવણના પગ આગળજ પડયા. એ ઉપરથી તેવણ તમોને ઉંચકાવીને અમારે ઘેર લાવ્યા, અને તે દાહાડેથી તમો અહીંજ છેઓ. અમે તમોને ઘણી મુશકેલીથી મરતા બચાવેલા છે, અને ગરીબપરવર

ખોદાને ખચ્ચીતકરીને. એ અમારૂં સાદું ભલાઇનું કામ ગમશે."

"તમો કોઇ ખરેખરાં ઘણાં ભલાં ને મેહરબાંન છો," મેં હેસાંનથી કહ્યું;—અને તે દરમ્યાંનમાં આગલી સઘળી વાતોની મને પાછી યાદ થતાં માહરી આંખોમાં આંસુ ઉભાઇ આવ્યાં.

"મી૰ એબલ કાંહાં છે?" મેં તે આંસુ છુપાવવાની વ્યર્થ કોશેશ કરતાં પુછયું.

"એથર્સટન હૅાલમાં બાગનાં પોતાનાં કામપર ગએલા છે. એ બાગ ઘણો મોટો છે, અને કામ ઘણું હોવાથી રોજ બડી બામદાદથી જવું પડેછ."–વળી જરા થોભીને:–"વીસ વરસ થયાં અમો સર એલેકનીજ નોકરીમાં છીએ; પણ તમારૂં અત્રે આએ ગામમાં શું કોઇ સગું વાહાલું કે દોસ્ત આસના છેજ નહીં?"

"કોઇજ નહીં," મેં દુઃખની એક સરદ હાય ખેંચીને કહ્યું–અને સર એલેકની પવિત્ર ચેહેરાની મોહરદારની યાદ થતાં હું માહરી નાઉમેદી ને સંતાપ માહા જેહમતેજ છુપાવી શકયો.

"અમોને બધાંને તમારી ઘણીજ દયા આવેછ," તે નેકબખ્ત અબળાએ ખરાં દીલનાં જોસથી મને ખાત્રી આપી—અને વળી ધીમે સાદે વધાર્યું, "સર એલેક કાંઇ ઘણા ભલા નથી, પણ તેવણુને બી તમારી સઘળી હકીકત સાંભળતાં ઘણી દયા આવી. તેવણે પોતાનાં કુટુંબને લગતા ડાક્ટર મરટનને પોતાને ખરચે અત્રે મોકલ્યા, અને અવારનવાર તમારી ખબરઅંતર બી પુછાબાછ કરેછ."

'તે કરપીણની દયા મને જોઇતી નથી,' હું માહરા દાંત પીસીને માહરા હોઠો વચ્ચેથી પટપટયો, પણ સારાં નસીબે તે અબળાને તે કાંઇ સંભળાયું નહીં. તેણે તો પોતાના ગડબડયા ને ભડભડયા સ્વભાવ પ્રમાણે આગળ ગાડું ગબડાવ્યાજ કીધું.

"લેડી ગ્લેન બી ઘણાંજ મેહરબાન છે," તેણે કહ્યું. "આજે બી તેવણે તમારે વાસ્તે આએ પ્લેટ ભરીને લીલી દરાખ મોકળી આપીછ. તમારે વાસ્તે જેલી અને વાઇન વિગેરે જે જોઇએ તે ડાકટરના હોકમ મુજબ અમો હૉલમાંથીજ મંગાવી લઇએ છીએ."

"એ લોકોએ કેમ મારી બીમારીની વાત જાણી હોશે?"

"આખું ગામ જાણેછ—નથી કોણ જાણતું?" તેણીએ હસીને જવાબ કર્યો. "તમારી આસપાસ ભીખારીઓનું એક ટોળું હતું તે લોકો સમજ્યાં કે તમો મરી ગયા છો, અને તે લોકોએ એટલો બધો ગભરાત ફેલાવી દીધો કે આખું ગામ તમારી એ બીમારીની વાતથી માહીતગાર થઇ ગયુંછ. દેવળની સરવીસમાં બી તમારી એ બીમારીથી કેટલોક વાર ખલલ થઇ હતી, અને સર એલેકેજ઼ તમોને અમારે ઘર લઇ આવવા માહરા એબટને સલાહ આપી હતી."

તેણીએ બીજી એક ખરી વાત જે પછીથી મેં સાંભળી તે મને કહી નહી, અને તે એ હતી કે તે તુમાખી ઉમરાવે દેવળમાંથી બાહેર આવીને, જ્યારે હું ઉંધે મસ્તક બેહોસ પડેલો હતો ત્યારે, હું જીવતો હતો કે મુવેલો તે જોવા પોતાનાં બુત સાથની લાતથી મને ચત્તો કરવાની કોશેશ કરી હતી; વાંકો વલીને માહરાં બદનને હાથ લગાડવાને તે સુગાયો હતો, અથવા તો તે તેણે પોતાના દરજ્જાથી

હલકું માન્યું હતું; પણ આસપાસ જમા થયલાં લોકોને તે તુમાંખ પસંદ આવ્યો નહી, અને તેઓએ તેથી એક "ચટચટ" સાથે વચ્ચે પડીને મને ચત્તો કરી આપ્યો, જે ઘણું ભારી પડી ગયલું હોવાના સબબે પાછળથી તેણે માહરી તરફ ઘણો ભલો ને દયાળુ દેખાવાની એ રવેસે બધી અફાડપછાડ કરી મેલી હતી!

"આએ દરાખ ઘણી મીઠી મધ જેવી છે, અને તે અમારાં ભલાં લેડીની તમો જોગી ભેટ છે," ભલી મીસીસ એબલે એક ટીપૉયપર તે પ્લેટ ગોઠવતાં ખુલાસો કર્યો; "તમો બે ચાર ખાય તો ખાવો; ઘણું મોંહુ સમરી જશેઃ અને તેટલાં હું માહરા એબલને તમો હુશીઆર થવાના સમાચાર કહી મોકળુ."—અને તે એમ કેહતાં મને એકલો મુકીને ઓરડાની બાહેર ગઇ.

મેં તે દરાખનો ઝુમખો, તેથી, તેનાં એમ જવા કેડે માહરા નાતવાન અને ધ્રુજતા હાથોમાં હેતથી ઉપાડી લીધો, અને તે ઉપર સાચ્ચાં હેતની અનેક ચુમીઓ લીધી. તે માહરી વાહલીની માહરા જોગી ભેટ હતી, ને જો તે તેના હાથને સુખી સ્પર્શ ભોગવી આવી હતી! આહા, તે જો કદી જાણતે કે તે ભેટ તે કોણને માટે મોકળતી હતી!!

એબલ ઘેર જલદીજ દોડતો આવ્યો. તે ઘણો ખુશી થયલો દેખાતો હતો.

"માહરી જૅની કેહછ કે તમે ઘણા સારી પેઠે છો," તેણે હસ્તે ચેહરે માહરી પર વાંકો વળી કહ્યું; "હું તે સાંભળીને તેમજ જોઇને ઘણોજ ખુશી છું. હવે તમે જલદીજ સાજા થશો."

' સાજો થવશ ? હું તો મરવા માંગતો હતો, પણ મોહન માંગેછ તેને મલેછેજ કયાં ? મોહન માગ્યું મલતુંજ નથી !

થોડા દિવસ પછી હું ધીમે ધીમે ઘરમાં ફરતો હરતો પણ થયો. હું માહરી લાંબી બીમારીની અત્યંત નાતંવાની વચ્ચે તદન બદલાઇ અને ફેરવાઇ ગયો હતો. માહરી પોતાની મા જુએ તો તે પણ મને ઓળખી ન શકે એટલો બધો માહરામાં ફેરફાર થયો હતો, ને આરસીમાં ડોકાવતાં હું જાણે પોતે પોતાનેજ ઓળખી શકયો નહીં ! માહરો ચેહરો ફીકકો અને પાતળો થઇ ગયો હતો, માહરી આંખમાં અને ગાલમાં ખાડા પડી ગયા હતા, અને કમ્મરમાંથી હું એક વારનો સીધો તતણખાર, સોહામણો સિપાહબચ્ચો તેના આ શા ફેજ થયા હતા ! એ કરતાં તો ખરેખર મરવુંજભલું હતું, પણ મોહન, મેં ઉપર કહ્યું તેમ, માંગ્યું મલતુંજ નથી !

તે દયાળુ વર બૈયરે મને રૂખસદ આપીજ નહીં. મેં જવા તો ઘણુંજ માગ્યું, પણ જવાનું માહરૂં મુકામજ ન હતું એમ જાણી મને ત્યાં હજી બી રેહવાનોજ તેઓએ દયાળુ આગ્રહ કર્યો. હું તે કુટુંબનો જાણે એક થઇ ગયો હતો ! બાગબાન એબલ જરા બી અમો ફુરસદે પડયે ત્યારે પોતાનાં શેઠ શેઠાંણીનીજ વાતચીત કરયા કરે. ત્યાંના મેળાવડા અને પાર્ટીઓ દરમ્યાન લેડી ગ્રેન શું પેહડતી અને કેવી દેખાતી તે બધી વાત તે કેહતો, અને કેહવાની કાંઇ જરૂર છે કે તે માહબુબને લગતી તે સઘળી વાત મને હદ વિનાની આતુરતાથી સાંભળવા ગમતી ? માહરા નામુરાદ અને નાચારસ હાલપર ભલા એબલને ઘણીજ દયા આવતી, અને હું મોહત માંગતે

હલકું માન્યું હતું; પણ આસપાસ જમા થયલાં લોકોને તે તુમાંખ પસંદ આવ્યો નહી, અને તેઓએ તેથી એક "ચટચટ" સાથે વચ્ચે પડીને મને ચત્તો કરી આપ્યો, જે ઘણું ભારી પડી ગયલું હોવાના સબબે પાછળથી તેણે માહરી તરફ ઘણો ભલો ને દયાળુ દેખાવાની એ રવેસે બધી અછાડપછાડ કરી મેલી હતી!

"આએ દરાખ ઘણી મીઠી મધ જેવી છે, અને તે અમારાં ભલાં લેડીની તમો જોગી ભેટ છે," ભલી મીસીસ એબલે એક ટીપૉયપર તે પ્લેટ ગોઠવતાં ખુલાસો કર્યો; "તમો બે ચાર ખવાય તો ખાવો; ઘણું મોંઢુ સમરી જશે: અને તેટલાં હું માહરા એબલને તમો હુશીઆર થવાના સમાચાર કહી મોકળું."—અને તે એમ કેહતાં મને એકલો મુકીને ઓરડાની બાહેર ગઇ.

મેં તે દરાખનો ઝુમખો, તેથી, તેનાં એમ જવા કેડે માહરા નાતવાન અને ધ્રુજતા હાથોમાં હેતથી ઉપાડી લીધો, અને તે ઉપર સાચ્ચાં હેતની અનેક ચુમીઓ લીધી. તે માહરી વાહલીની માહરા જોગી ભેટ હતી, ને જો તે તેના હાથને સુખી સ્પર્શ ભોગવી આવી હતી! આહા, તે જો કદી જાણતે કે તે ભેટ તે કોણને માટે મોકળની હતી!!

એબલ ઘેર જલદીજ દોડતો આવ્યો. તે ઘણો ખુશી થયલો દેખાતો હતો.

"માહરી જૅની કેહછ કે તમે ઘણા સારી પેઠે છો," તેણે હરને ચેહરે માહરી પર વાંકો વળી કહ્યું; "હું તે સાંભળીને તેમજ જોઇને ઘણોજ ખુશી છું. હવે તમે જલદીજ સાજા થશો."

તે માહરી મુલાકાત તે હંમેશ હસી કાઢતો.

"તું કોઇ વાતના ગમમાં છે, માહરા દોસ્ત," તે કેહતો. "તાહરૂં મન સારી રીતે કામકાજમાં રોકાયલું રહેવું જોઇએ. તેમ થશે તોજ તાહરાં બદનમાં બી તાકાત આવશે. તાહરે વાસ્તે એક નોકરી માહરી નજરમાં છે. માહરા હાથ નીચેનો એક માલી પોતાની નોકરી ગઇ કાલેજ છોડી ગયલો છે, અને તે જગ્યા સર એલેકની રજાથી હું તુંને આપવા માંગુછ. છે મરજી?"

"પણ મને બાગબાનીનુ કામ આવડેછ કયાં જે તેની વાત?"

"તેનો કાંઇ મુજાકો નથી," એબલે હીમ્મત આપી. "હું તુંને શીખવશ, ને તું દેખીતી રીતે ચતુર બુદ્ધીનો છે એટલે એક તડાકામાં તે બધું તું શીખી જશે. માહરૂં તો ખરાં દીલનું મત છે કે તનની કે મનની બીમારી દફે કરવા બાગબાનીનાં કામથી બેહતર ઇલાજ બીજો કોઇ છેજ નહીં. ફુલોના પમરાત વચ્ચે અને તાજી ખુલ્લી હવામાં રેહેવું અને જીવવું એથી વધારે સુખકારક રોકાંણ બીજી થઇજ શું શકે? ફુલો કયારે ખીલવા માંડશે અને ફળો કયારે પાકવા માંડશે, પીલા કયારે ફુટવા માંડશે અને પાત્રાં કયારે ખરવા માંડશે એ બધું જાણવું તે પણ એક ખરેખરી મોટી વિધ્યા છે હું કાંઇ તાહરી ખાનગી વાતો જાણવા માંગતો નથી, પણ માહરી ખાત્રી છે કે તેં મને તાહરૂં નામ જે જૉન તરીકે આપ્યુંછ તે કાંઇ ખરૂં નામ નથી. તું બીચારો, દેખાવે ગરીબ છે, પણ કોઇ બીનકેળવાયલો કે કંગાળ આસામી નથી.

મોઢે ચઢીને કહ્યું હતું કે એ ગરીબ બીચારાને એનું પેટપુરૂં મળે એવું તું તાહરા હાથ હેઠળ એને કાંઇ કામ કાંએ નથી આપતો ?"

"હું કાલે ત્યારે તમને વિચાર કરીને માહરો સેવટનો જવાબ આપશ," મેં બેદરકારીના ઢોંગથી કહ્યું.

"તેની કાંઇ ફકર નથી," એબલે ધીરજ આપી. "તુંને નહીં ગમે તો સુખેથી ના કેહજે. હું તાહરૂં ભલું ચાહનાર છું તે યાદ રાખજે. હું કાંઇ બધાજ પરાયા સાથે એમ મન મુકીને એકદમ મળી જતો નથી, પણ તું મને કંઇ અજબ જેવી હદ સુધી ગમી ગયોછ. તાહરાં કપાળપર આએ જે જખમનો ઉંડો છાપ છે તે ઉપરથી પુરવાર થાયછ કે તું કોઇ શુરવીર સિપાહબચ્ચો છે, અને દરેક બાહદુર બ્રિટીશ સિપાહનો હું વખાણનાર છું. હું તાહરૂં ભલુંજ કરશ."

મેં, એ સાંભળી, તેનો ફરી ફરીને ઉપકાર માન્યો, અને તે પછી તે મને માહરા વિચારો વચ્ચે ત્યાં એકલો છોડી ગયો. હું દેવલના મેહરાબમાં બેહોસ તુટી પડયો હતો તે વાતને બરાબર બે મહિના ગુજરી ગયા હતા, અને અત્યારે હાલમાં તેજ ગઇગુજરી માત્ર નહીં પણ માહરી આખી જીંદગીને લગતી એક દુખી ગઇગુજરી માહરે એક તડાકે યાદ કરી લેવી પડતી હતી.

તે દુઃખ અને હાંદેસાઓનીજ એક કાંહાંણી હતી. મેં એક વાર સુખી વખત જોયલા હતા, પણ અફસોસ–તે બધું એક તડાકે સ્વપ્નવત હોય એમ વહી ગયું હતું, અને ટુંક જીંદગીમાં હું જીંદગીથી ધરાઇ ભરાઇ ગયો હતો ! એવું તે માહરાપર એ શું ગુજ-

એકલી પડે ત્યારે ત્યાંજ પોતાની ચોપડી અથવા કામકાજ લઈને એકાંત શોધતી ઉતરી પડેછે. ખરૂં કહું તો ત્યાંજ મેં તે બાંનુને એકથી અનેક વાર એકાંતમાં મોતી સમાન છુપ્યાં આંસુ ખેરવતી જોયલી ને પકડેલી છે."

"આંસુ ખેરવતી?" મેં તાજુબીમાં પોકારયું; "શાંને વાસ્તે? કોણને વાસ્તે?"

"તે હું કેમ કહી શકું?" તેણે જવાબ કર્યો. "તે એ બાંનુનો ઘણો માનીતો બગીચો છે, અને તેટલુંજ મને તે ઘણા સરસમાંસરસ ઑરડરમાં રાખવાને લલચાવવા માટે પુરતું છે."

તેજ માહરે માટે પણ મોટામાંમોટી લાલચ હતી! ત્યાં કલાકો સુધી તે મહાબુબને એકલી જોયા કરવા અને તેની હીલચાલો છુપો રહી તપાસવાનો મને જોગ થનાર હતો તેજ મને લલચાવાને જોઇએ તે કરતાં જયાદા હતું. હું તેને હાલચાલ કરતી જોઇ શકશ, અને વાતચીતમાં રૂબરૂ રહીને સાંભળી શકશ તેથી વધારે મોજ માહરા જેવા બેનસીબને માટે બીજી શી થઈ શકે?

"માહરે આજેજ તમોને હા નાનો જવાબ આપી દેવો જોઇએ?" મેં, એમ છતાં, પુછયું.

"નહીં; તું ધીરજથી વિચાર કરજે, ને ભલે કાલે મને જવાબ આપજે," એબલે હીમ્મત આપી.

"સર એલેકને ગમશે?"

"બેશક ગમશે," એબલે ખાત્રી આપી. "તે તાહરે બારેનુ બનાવનાર માયાળુપણે પરપુછ કરીઆજ કરેછે. મને પોતેજ તેણે

મોંઢે ચઢીને કહ્યું હતું કે એ ગરીબ બીચારાને એવું પેટપુરૂં મળે એવું તું તાહરા હાથ હેઠળ એને કાંઇ કામ કાંએ નથી આપતો ?"

"હું કાલે ત્યારે તમને વિચાર કરીને માહરો સેવટનો જવાબ આપશ," મેં બેદરકારીના ઢોંગથી કહ્યું.

"તેની કાંઇ ફકર નથી," એબલે ધીરજ આપી. "તુંને નહીં ગમે તો સુખેથી ના કેહજે. હું તાહરૂં ભલું ચાહનાર છું તે યાદ રાખજે. હું કાંઇ બધાજ પરાયા સાથે એમ મન મુકીને એકદમ મળી જતો નથી, પણ તું મને કંઇ અજબ જેવી હદ સુધી ગમી ગયોછ. તાહરાં કપાળપર આએ જે જખમનો ઉંડો છાપ છે તે ઉપરથી પુરવાર થાયછ કે તું કોઇ શુરવીર સિપાહબચ્ચો છે, અને દરેક બાહદુર બ્રિટીશ સિપાહનો હું વખાણનાર છું. હું તાહરૂં ભલુંજ કરશ."

મેં, એ સાંભળી, તેનો ફરી ફરીને ઉપકાર માન્યો, અને તે પછી તે મને માહરા વિચારો વચ્ચે ત્યાં એકલો છોડી ગયો. હું દેવલના મેહરાબમાં બેહોસ તુટી પડયો હતો તે વાતને બરાબર બે મહિના ગુજરી ગયા હતા, અને અત્યારે હાલમાં તેજ ગઇગુજરી માત્ર નહીં પણ માહરી આખી જીંદગીને લગતી એક દુખી ગઇગુજરી માહરે એક તડાકે યાદ કરી લેવી પડતી હતી.

તે દુઃખ અને હાંદેસાઓનીજ એક કાંહાંણી હતી. મેં એક વાર સુખી વખત જોયલા હતા, પણ અફસોસ—તે બધું એક તડાકે સ્વપ્નવત હોય એમ વહી ગયું હતું, અને ટુંક જીંદગીમાં હું જીંદગીથી ધરાઇ ભરાઇ ગયો હતો ! એવું તે માહરાપર એ શું ગુજ-

રચ્યું હતું ?

હું કુલીન માબાપનું ફરજંદ હતો. માહરાં માબાપ અવલમાં પાંચ પૈસે સારી રીતે સુખી હતાં. માહરા પીતાનું નામ જોસફ ગોરડન હતું, કે જે એક ઘણોજ માનવંત આસામી હતો. તે એવો સાચો, ઇમાની અને ઇતબારી હતો કે તેનો એક બોલ તેના કસમથી બી જ્યાદા લેખવામાં આવતો હતો. "કરલોસ પાર્ક" નામનો એક મેહલ જેવો બંગલો અમારી પોતાની ઘણીઆતી મીલકત હતી, જે ખરીદવા પછીજ માહરા પીતાનાં માહરી માતા સાથે લગન થયાં હતાં.

મારા પીતાની હું જે તારીફ કરૂં તે ઓછી છે. તે ખુશમિજાજી, હાજરજવાબી અને રમુજી હતો; ઉમરાવી તોરનો, હાતમ જેવાં દિલનો, સખી તબેહ હતો; દયાળુ, નીતિમાન અને સાચ્ચો હતો. તેનો દેખાવજ જે જુએ તે તેને ચાહે અને માન આપે તેવો હતો. છોકરાંઓ બી તેને હેતથી મલે અને જાનવરો વટીક તેને જોઇને રાજી થતાં એવું તેનું કરતવ્ય હતું. તે જ્યાં જાએ ત્યાં ખુશીજ બરપા થતી. તેનો અવાજ હીમ્મત આપે તેવો મીઠો હતો. વીધવાઓ અને માબાપ વગરનાંઓનો તે વાલી હતો, અને તે ગુસ્સે થતો ત્યારે બી તે નરમાસ ભુલી જઇ શકતો નહીં. તેને ખેંચીને કોઇને બે સુખનો કહેવાનો તો જાણે અનુભવજ ન હતો! તે ઇગ્લાંડની એક કોઇ બી જાણીતી બેંક જેવીજ પ્રસિદ્ધતા પામેલી અને પગભર થઇ ચુકેલી મેસર્સ ગોરડન અને સ્મીથની જાણીતી પેહડીનો વડો હતો.

• તેઓ નાણાંવતી હતા, અને પૈસાની તેમને ત્યાં મોટી રકમની ધીરધાર વરસો થકી ચાલુ રહેલી રહી હતી. અસલ તે પેહડીમાં ઘણા ભાગીદાર હતા, પણ તે બધા ખરતા અથવા અલગ થવા કેડે છેલ્લે માહરા બાપ એકલા તે અસલજ નામની પેહડી ચલાવતા બાકી બચેલા હતા, અને હું તે પેહડીનો વારેસ માલેક હતો. એ પેહડી કરલોસમાં આવેલી હતી, અને એ બેંક આખાં ઇંગ્લાંડમાં જાણીતી હતી, એટલુંજ નહીં પણ આખાં ઇંગ્લાંડમાં તેને વાસ્તે ઘણું વિશ્વાસભરેલું અને સારૂંજ બોલવામાં આવતું હતું.

અમારો "કરલોસ પાર્ક" બી ઘણી નામીચી જાગીર હતી, અને ત્યાં પૈસાટકાનાં દરેક સુખમાં ઘણા દમામથી અમો રહેલાં હતાં. કોઇ બી મોજ, કોઇ બી ઠાઠ અને કોઇ બી સુખની ત્યાં કશી કસર નહી હતી. માહરાં માતા ઘણાં ખુબસુરત બાંનુ કેહવાતાં હતાં, અને તેવણનાં હીરા મોતી અને ગાડી ઘોડા ઘણાં વખણાતાં હતાં. કરલોસમાં તેવણ એક રાણી જેવાં હતાં, ને હું એ માબાપનો એકપુરો દીકરો હતો.

હું એકપુરો હતો માટે ઘણા પ્યારથી થોડો ઘણો બેહકી ગયલો હતો. માહરી માતા માહરી બચગીમાં મને એટલો બધો ભપકો કરાવતી કે હું છોકરા કરતાં છોકરી જેવો વધારે લાગતો હતો. એમ છતાં માહરા ભલા પીતાની કાળજીતાં પરીણામમાં મને કેળવણી ઘણી સારી આપવામાં આવી. મેં ઇટનની પાઠશાળામાં કેળવણી લીધી, અને ત્યાંથી ઑક્ષફૉર્ડની યુનીવરસીટીમાં હું પસાર થયો.

રચ્યું હતું ?

હું કુલીન માબાપનું ફરજંદ હતો. માહરાં માબાપ અવલમાં પાંચ પૈસે સારી રીતે સુખી હતાં. માહરા પીતાનું નામ જોસફ ગોરડન હતું, કે જે એક ઘણોજ માનવંત આસામી હતો. તે એવો સાચો, ઇમાની અને ઇતબારી હતો કે તેનો એક બોલ તેના કસમથી બી જયાદા લેખવામાં આવતો હતો. "કરલોસ પાર્ક" નામનો એક મેહલ જેવો બંગલો અમારી પોતાની ધણીઆતી મીલકત હતી, જે ખરીદવા પછીજ માહરા પીતાનાં માહરી માતા સાથે લગન થયાં હતાં.

મારા પીતાની હું જે તારીફ કરૂં તે ઓછી છે. તે ખુશમિજાજી, હાજરજવાબી અને રમુજી હતો; ઉમરાવી તોરનો, હાતમ જેવાં દિલનો, સખી તબેહ હતો; દયાળુ, નીતિમાન અને સાચ્ચો હતો. તેનો દેખાવજ જે જુએ તે તેને ચાહે અને માન આપે તેવો હતો. છોકરાંઓ બી તેને હેતથી મલે અને જાનવરો વટીક તેને જોઇને રાજી થતાં એવું તેનું કરતબ હતું. તે જયાં જાએ ત્યાં ખુશીજ બરપા થતી. તેનો અવાજ હીમ્મત આપે તેવો મોટો હતો. વીધવાઓ અને માબાપ વગરનાંઓનો તે વાલી હતો, અને તે ગુસ્સે થતો ત્યારે બી તે નરમાસ ભુલી જઇ શકતો નહીં. તેને ભેંટીને કોઇને બે સુખનો કહેવાનો તો જાણે અનુભવજ ન હતો! તે સ્કાટલાંડની એક કોઇ બી જાણીતી એક જેવીજ પ્રસિધ્ધતા પામેલી અને પગભર થઇ ચુકેલી ગેસરી ગોરડન અને રમીગની જાણીતી ખેન્દાનો વંશ હતો.

વમાસ્યું કે કદાપી માહરાં માતા ધારતીલરેલી હદ સુધી બીમાર થઇ ગયાં હોય ?–અને હું વગર ધીલે, તેથી, રજા મેળવી એકદમ ઘર જવા નિકળી પડ્યો.

## પ્રકરણ ૩ જું.

હું "કરલોસ પાર્ક"માં પોંહચ્યો ત્યારે છેક રાત થઇ ગયલી હતી, અને હું સ્ટેશનપરથી શેહેરમાં હંકારી ગયો ત્યારે તેટલાંમાંજ મેં જોઇ લીધું કે કાંઇ બી મોટી ખરાબી હતી ખરી ! લોકો ટોળેબંધ ઠેકાંણે ઠેકાંણે વાત કરતાં ઉભાં હતાં, અને એક બે ઠેકાંણે તો માહરા બાપને ખરાબ ગાળો વટીક દેવાતી મેં સાંભળી. એ શું ? શું કરલોસનું લોક દીવાનું થયું હતું ? જેનું નામ માન વગર ઓચરીજ ન શકાય તેને એકાદ હેમક ગાળ વટીક દેતો હતો એ તે શું ?

ગાડી બંગલા પર પોંહચી ત્યારે ન તો માહરો બાપ કે ન તો માહરાં માતા મને હંમેશ માફક ઉલટમંદ કે હરખભેર ભેટવા અને આવકાર આપવા ત્યાં બાહેર હાજર હતાં, અને તેથી હું વધતો તાજુબ થયો. ફક્ત અમારો બુઢ્ઢો બટલર ઓટલાપર અદબ વાલી ઉભેલો હતો, અને તેને મેં પુછ્યું, "એ શું છે, ટૉમ ?"

તેણે ગંભીરાઇથી માથું ધુણાવ્યું.

"લાંબી વાત છે, સાહેબ," તેણે કહ્યું. "મોટાશેઠ પોતેજ

'કરલોસનો ગોરડન,' 'ગોરડન ધી બેંકર' એવાં નામે માહરા બાપની ત્યાં હંમેશ વાત અને યાદ થતી, અને હું એ નામ માટે ઘણો મગરૂર રેહતો. એક નાઇટ, બેરન કે અર્લ જેટલુંજ એ નામ જ્યાં ત્યાં માન પામતું હતું, અને એટલાવાસ્તે એવા કોઇ ટાઇટલની માહરા બાપને કે મને તુંભા રહી ન હતી. ખરેખર તો માહરા પીતાને નાઇટના ખેતાબની ઑફર વટીક એક વાર થઇ હતી, જે તેઓએ સ્વિકારવા માન સાથે ના પાડયું હતું. 'કરલોસનો ગોરડન' એજ સાદું નામ મને બસ છે," તેવણ હસીને જવાબમાં કેહતા હતા. "માહરો દીકરો હેનરી ગોરડન જ્યારે મોટો થાય ત્યારે ભલે એને ગમે તેમ કરે. એને ગમતું હશે અને એને મલતો હશે તો એ ભલે કોઇ ખેતાબનો સ્વિકાર કરે." ટુંકમાં, અઢાર વરસની ઉમ્મર સુધી હું ઑક્ષફર્ડમાં હતો, અને સઘળા છોકરાઓ માહરાં ઝલકતાં ભવિષ માટે મને મુબારકબાદી આપતા અને માહરી અદેખાઇ કરતા હતા.

એવામાં એક હીણભાગ્ય સહવારે અચણુચ દુઃખનાં વાદળાં ચહડી આવ્યાં! નિરમળ અને ચલકતાં આકાશમાં અચણુચ અંધારૂં છવાઇ જાય તેમજ તે દેહસ્તનાક સમાચાર માહરી યુનીવરસીટીમાં જ્યાં હું હતો ત્યાં તાર મારફતે ધસડાઇ આવ્યા!

તે તારમાં ફકત થોડાજ બોલ લખેલા હતા, અને તે માહરા પીતાનો કરેલો હતો. તે "તાકીદ" નો હતો. તેમાં એટલુંજ હતું:—
"એકદમ ઘેરે આવતા રહોઃ ઢીલ ના કરતા; મોટી ખરાબીની વાત છે."

મોટી ખરાબી વાત! તે શી હોવી જોઇએ? મેં મનથી

"પણ એ એટલો બધો ગજબ એટલો બધો અચબુચ કેમ થયો ?"

"હું તે કહી શકતો નથી," માહરા બાપે દુ:ખથી માંથુ નમાવી કહ્યું. "છેલ્લા ૭ મહીનાની વાતપર તો હંમેશ જેવી આબાદી બેંકમાં ચાલુ હતી, પણ ત્યાર પછી નાણાંભીડ થવા લાગી, અને વેપારમાં હદ વગરની મંદી આવી તે છાંટા અવારનવાર આપણાં હાઉસને બી ઉડવા લાગ્યા. કોઇને કોઇ નાહની મોટી પેહડી બેસતી ગઇ, અને તેથી આપણે ત્યાં નહી ધારેલા ખાડા પડતા ચાલ્યા. તે પછી અંતે ગયે અઠવાડીએ પેરીસની એક નામાંકીત પેહડીએ દેવાળું કાઢ્યું, અને તેમાં આપણી ધીરધાર ઘણી મોટી અને ઘણી જબરી હોવાથી સરવાયું કાઢતાં આપણાથી બી ટકાયું નહી!"–અને માહરો બાપ પાછો હીંમત હારી રડી પડયો.

હવે હું દીલાસામાં શું કહી શકું? મેં ઘણી મોહબત અને દીલસોજથી, એમ છતાં, બન્યું એટલો માહરા બાપને સધ્યારો આપ્યો. મેં જોયું કે માહરાં ઘર પર તો જાણે સીતમનો સેહતાનજ ઉતરી પડયો હતો! આહા, તે વખતના અમારા ગભરાત, અમારી નામોશી અને અમારાં દુઃખનું શું બ્યાન કરી શકાશે? હું તે બ્યાનને લગતી બારીકીમાં ઉતરવા ચાહતો નથી. માહરી મગરૂર માતા નીચેથી ઉંચુ જોઇ શકી નહીં. મને કેહતાં શરમ લાગેછે કે તેણીને પૈસાનો પ્યાર ઘણોજ હતો, અને તે માહરા બાપને કદી માફ કરી શકી નહીં. માહરા બાપે નીભાયું ત્યાં સુધી નીભાવ્યું હતું. અમારી એસટેટ, અમારા ગાડી ઘોડા, અને અમારૂં જર જરીઆંન એ સઘળું

તમોને કેહશે; તેઓ લાયબ્રેરીમાં તમારી વાટ જોયછ."

હું એક કુદકે લાયબ્રેરીમાં દોડયો. ત્યાં માહરો પીતા હાય નીસાસા નાંખતો અને રડતો એકલો બેઠો હતો.

"એ શું છે, પપા?" મેં તેને તરત ગભરાઇને પુછ્યું.

"ઘણું માઠું છે, દીકરા," તેણે ગંભીરાઇથી કહ્યું; "આપણી બેન્કે દેવાળું કાઢયુંછ, અને હું ભીખારી થઇ ગયોછ એટલુંજ નહીં પણ તાહરી માતા બીચારી છેક એક વાલની વાળી કે વીંટી વગરની થઇ ગઇછ! અરેરે, આપણે ત્યાંના ડીપોઝીટ કરોડો બચાવવાની માહરી દરેક જેહમત છતાં અંતે સઘળું ડુબી ગયુંછ, અને હજારો લોક બિચારાં બાપલા વગરનાં થઇ જવાથી માહરાં માન પામેલાં નામનો નરકમાં વાસ થયોછ!"

એક દુઃખનું દચકું એમ કેહતાં તેની છાતીમાં ઉભરાઇ આવ્યું, અને હું પોતે બી એ મોટી ખાનાખરાબીની નહીં વકી રાખેલી વાત સાંભળતાં હબતી ગયો. કાંઇ માઠું થયલું હોવામાં બીમારીનીજ વાત સાંભળવાની વકીથી હું તો આવ્યો હતો, પણ આ રીતે છેક છેલ્લી પાયરીનાં નખ્ખોદ અને નાશની તો મને કાંઇ વકીજ ન હતી!

"ત્યારે શું સઘળુંજ આપણે ખોઇ બેઠાં?" મેં આંસુભરી આંખોએ પુછ્યું.

"સઘળુંજ!" માહરા બાપે દર્દમંદ દીલે ભાર નાખી જવાબ કર્યો. "મેં કહ્યું, છોકરા, કે તાહરી મા એક વાલની વીંટી કે વાળીથી બી બીચારી બેનસીબ થઇ ગેઇછ! આપણે આપણું સર્વસ્વ અને પૈએ પૈ ખોઇ બેઠાંછ!"

બાંપને માટે માનભરી આરટીકલો લખી લખીને તેની ખુશામદ કર્યા કરતા હતા તેઓ હવે તે બિચારો વાંચતાં લાજી મરે તેવાં લખાંણો કરવા લાગ્યા ! આહ પૈસા ! પૈસા ! પૈસા !

એક દાહાડે—ઘણે દાહડે અમો કાંઇ જરૂરી કામે બાપ દીકરા બન્ને સાથે ઘરમાંથી બાહર પડયા, અને દેવળ આગળથી જતાં અમોએ કોઇનાં મોહતનો ઘંટ વાગતો થયલો સાંભળ્યો. માહરા બાપે, તેથી, દેવળનાં બારણાં આગળ થોભીને ત્યાં ઉભેલા એક આદમીને પુછ્યું, "એ કોણ ગુજરયું ?"

"મી૦ તેલફર્ડ," તે આસામીએ માહરા પીતાને જોતાં ધ્રુરકીને જવાબ આપ્યો; "બીચારો તુટેલાં જીગરે મરી ગયો."

માહરો બાપ તેને ગોળી લાગી હોય તેમ એ નામ સાંભળી ચમકયો.

"તુટેલાં દીલનો કેમ ?" ત્યાંથી આગળ વધતાં મેં માહરા પીતાને તાજુબીથી પુછ્યું.

"કારણ કે તેની પૈદંએ પૈ આપણી બેંકમાં ડુબી ગેઇ," માહરા બાપે ઘણાં દુઃખથી જવાબ કર્યો.

આગળ વધતાં અમોને તે ગામડાંનો કારકુન મલ્યો, કે જેણે અમારી બેંકના નાશ પામવાથી થયલી ખરાબીનો અમોને ઘણો દેહસ્તનાક ખ્યાલ આપ્યો. માબાપ વગરનાં બચ્ચાંઓ જેઓની થાપણો તેઓ ઉંમરે આવતાં સુધી એ બેંકમાં મુકવામાં આવી હતી તેઓ ભીખારી થઇ ગયલાં હતાં; ઘણાં સુખી ઘરો સુખ ને આબાદીમાંથી એકદમ ગરીબીમાં ગબડી પડયાં હતાં; ઘરડાંઓ, બાઇબાવ-

છુપી રવેસે મારગેજ સારગેજમાં થસાવીને અથવા વેચી સાટીને તેણે પોતાની ઇજ્જત રાખવા માંગી હતી, પણ જ્યાં આસમાનજ તુટી પડે ત્યાં કોણ તેને ટેકો દઇ શકે?

માહરી માતાનો ઘણો વાંક હતો. માહરા પીતાને જરા એ દીલાસો આપવાને બદલે તે સઘળો તેનોજ વાંક કાઢતી અને રડયા કરતી. જાણે પૈસા જવાથી માહરા બાપ માટેનો તેનો સઘળો પ્યાર પણ એક તડાકે ઉડી ગયો, અને અત્યાર તુલક માહરા બાપે તેને લખ્ખોની મોજમાં માંહલતી રાખી હતી તે તેની ભલાઇ અને હેસાંન તેણે એક તડાકે વીસારી દીધાં!

માહરો બાપ નીતીમાન અને સાચ્ચો હતો. તેણે તન ઢાંકવા-જોગાં કપડાંલપડાં સિવાય કશું બી બચાવ્યું નહીં, અને અમો ફરલોસ પાર્કમાંથી ભીખારી હાલતમાં છેલ્લેઅંતે રડતાં તવલતાં ઉતરી ગયાં. ઓ, તે વાહલું મકાન સદાનું છોડી જતાં માહરો બાપ નીચેથી ઉંચું નહીં જોઇ શકયો તેમાં કોણ અજબ થઇ શકશે?

અમારા મેહલથી થોહેક દુર એક નાહનું કંગાલ ઘર ભાડે લઇ તેમાં ફક્ત જરૂરી સામન વસાવી અમો ઠર પડયાં. માહરા બાપનુ દીલ તુટી ગયું, અને માહરી મા તો જાણે જીવતીજ મરી રહી હતી

દુન્યા પૈસાની—પૈસાની—પૈસાનીજ છે! અમારી પાસ જ્યાં પૈસા હતા ત્યારે જેઓ અમો ઉપર ઓઢાઇ પંઠરાઇ જતાં હતાં બધાં હવે ખસતાં અને અળગાં થઇ ગયાં. જેઓ માહરા બાપ ચાહવાવાલાં હતાં તેઓ હવે તેને છુટે મોંઢે ગાળો ભાંડવા લાગ્યે ન્યુસપેપરવાલાઓ પણ જેઓ એ નાશ થયો તેની આગમચ માહ

માંહરાં વ્હાલાં ફરજંદ, તું ભુલી જજે."

પછી જે થયું તે જાંણે બ્યાંન કરીને કેહવાની આજે પણ માહનામાં તાકાત નથી. એ બાપ મને એટલો પ્રિય હતો કે તેનું એ સીતમકારક મોહોત જોતાં ને જાંણતાં માહરૂં હૃદય ચીરાઇ ગયું. માહરો કલપાંત હદ વનાનો ને ખરાં જીગરનો હતો, અને આજે બી તે વ્હાલા મુરબીનો એ કમતાલે ફેજ હું ધ્રુજ્યા વગર યાદ કરી શકતો નથી.

અમો કરલોસ છોડી ગયાં. માહરી માતાને એ પછી ત્યાં રેહવુંજ જાંણે ભારી પડયું.—જોકે માહરા પીતાનાં મરવા પછી લોક તો તેને નીંદવાને બદલે હવે તેની નેકી વખાંણવાજ લાગ્યું હતું.

એમજ છે. જીવતી જીંદગીમાં આદમીની ભલાઇની જેટલી કદર નથી થતી તે થકી અધીક તેના મુવા ને ગયા પછીજ થાએ છે. એ વિચીત્ર પણ ખરૂં છે. બુરો હોએ તે બી લોકમતમાં તેનાં મરવા પછી સારો સિદ્ધ થાએ છે, અને માહરો બાપ તો બિચારો ભલો અને નેક હતો, તો પછી તેની નેકી ને ભલાઇનાં એમ વધતાં વખાંણ થતાં આવ્યાં તેમાં અજાયબી શી હોએ?

અમો લંડન જતાં રહ્યાં, ને ત્યાં થોડુંક સુધી નામ બદલી રહ્યાં. કરલોસના જાંણીતા બેનકર ગોરડનનો આપઘાત આખાં યુરપમાં પ્રસિદ્ધ થઇ ચુકયો હતો, માટે એ નામોશી મીટાડવા તે ભુલાએ ત્યાં સુધી અમોને જાંણે ફરજયાત નામ બદલી નાખવું પડયું હતું.

રીઓ, અને કામ કરવાને અશકત જેઓ સઘળી થાપણ અમારી બેંકમાં રોકીને વ્યાજપરજ પોતાનો ગુજારો કરતાં હતાં તે બધાં પાયમાલ થઇ ગયાં હતાં, અને, ટુંકમાં, ખોહારી અને ખાનાખરાબી એક નહી પણ સેંહેંકડો ઘરોમાં રાજ ચલાવી રહી હતી !

"અફ્સોસ, એ બધું માહરે લીધેજ થયું ?" માહરા બાપે કપાલ કુટી કહ્યું.

"તમારેજ લીધે કાંએ ?" મેં ગુસ્સાથી જવાબ દીધો; "બીજા કમબ્જાતોનાં દેવાંમાં અને ધંધાની મંદી સામે તમારાથી નહી ટકાયું તેમાં તમો બિચારા શું કરો ?"

"માહરે એ બધું તપાસવું જોઈતું હતું; આટલાં આટલાં લોકોની જીંદગી જાણે માહરે ત્યાં ગીરવી હતી તો માહરે ઘણીજ તપાસથી કામ લેવું હતું," તેણે ઘણી ગમખારીથી કહ્યું—અને તે વખતનો તેનો દુખ્યારો ચેહેરો હું મરતાં સુધી ભુલી જઇ શકવાનો નથી.

તે રાત માહરા કમનસીબ પીતાની છેલ્લીજ રાત પુરવાર થઇ ! તે બીચારો ઝેર કયાથી લાવ્યો અને તેણે તે કયારે પીધું તે અમે કોઇએ જાણ્યું નહીં, ને તેને મેં ફક્ત તેનાં બીછાણાંમાં બીજાની સહવારે મુવેલોજ જોયો. તેની બાજુમાંની ટેબલપર એક ગ્લાસ પડેલું હતું, અને એક કટકા કાગળપર એટલાજ શબ્દો લખેલા હતા: "ખુદા મને માફ કરે. મેં જાણી બુજીને કોઇનો નાશ કર્યો નથી, મગર મારી આસુ નાસીબીમાં ઉભા નહી શકવાથી મેં દાદારને આપ સોંપી દીધી છે. માહરા કમનસીબ બાપની નાશકારી.

ત્યારે બી તે મને ઘણો તુમાખી માલુમ પડયો હતો. ત્યારે તે ઑકસફર્ડમાં છ અઠવાડયાં રહયો હતો તે દરમ્યાન અમો બેજ વાર ફક્ત એકઠા મલ્યા હતા. તે ગ્લેન મધેનો જાણીતો સર નાઇટ સર એલેક ગ્લેન હતો, ને "એથર્સટન હૉલ"ની મોટી મીલકતનો માલીક હતો.

મેં તેને મદદની આરજુથી આ વેલા યાદ થતાં સ્હેજ લખ્યું, ને તેનો વળતી ટપાલે તેણે જવાબ આપ્યો. તે જવાબ તુમાખી ને ટુંક હતો. તેમાં ફક્ત એટલુંજ લખેલું હતું કે તે બીજી ત્રીજી તો કોઇ મદદ મને કરનાર નહીં હતો, પણ જો હું તેને ત્યાં તેની પથ્થરની ખાંણનું કામ ચાલતું હતું તેમાં નોકરી રેહવા રાજી હોઉ તો તેને મલવાની તેણે મને આજ્ઞા કરી હતી.

એ પણ ગણીમત હતું. હું, તેથી, તુરત ગ્લેન ગયો, અને તે ઉમરાવને મળ્યો.

તેણે મને પોતાની પથ્થરની ખાંણનાં ખોદકામ પર ઉપરી ઠરાવ્યો. માહરૂં કામ ઝાઝી મેહેનતનું ન હતું. માહરે ફક્ત સહવારથી સ્હાંજ તક હાજર થઇ આદમીઓ કને કામ લેવાનું હતું. કોઇ આળસુ ન રહે કે કાંઇ ચોરી ચપારી ન થાએ તે જોવાનું, હાજરી-પત્રક માંડવાનું, વિગેરે સેહેલું તે અરચુટણપરચુટણ માહરૂં કામ હતું.

હું ફક્ત પાંચ પાંઉડની માહરી બાકી રહેલી અનામત સાથ મેહેનત મજુરીની આ દોરંગી દુન્યા સાથની, માહરી લડત સારૂ

પછીથી માહરી માએના એક સગાએ અમો મા દીકરા વચ્ચે વળી વગર કારણનું છેટું પડાવ્યું. તેણે મને પાદરીનું કામ શીખાડવાની ઑફર કરી, ને મેં ધસીને તે વાતની ના કહી. મને એ ધંધાનો કશોજ મોહ ન હતો. માહરી માતાને, મગર, તે ગમ્યું નહીં. તેણીએ મને ફરજ પાડવા ચાહયું, અને અમો વચ્ચે તેથી નાહક મોટો મીનાકિસો થયો. માહરૂં તો ભરાઇજ રહેલું હતું. માહરી માતાએ માહરા મરનાર નેકબખ્ત બાપ સાથ ખરેખર તેના પાછલા દાહડામાં ઘણી નાલાયક ચાલ ચલાવી હતી, જેથી થયું એમ કે એ કજીઆ દરમ્યાન તેણીનો તે માટેની સખ્ખત ઝારયો કાઢવાની જાણે મને દુખભરી ફરજ થઇ પડી.

પરીણામમાં, અંતે અમો છુટાં પડયાં. માહરી માતા એલજબનટાઉન પોતાના કોઇ સગાને ઘર જતી રહી, અને હું માહરૂં ખોલી ખાવા દુન્યામાં નમાયો અને એકલોઅટુલો એકદમ બાહેર પડયો. એવી આ દોરંગી દુન્યા છે! આગળ કેવી માહરી જાહોજલાલી—કેવી ચલે જાવ-આવે જાવ માહરી હાલત, ને હાલમાં આ માહરી શી દુખભરી ફરજ! પણ કીરતારના હુકમને નમ્યા વના ઉપાયજ શો હોએ? તે સાહેબની મેહરબાની ગનીને માનવાની મારી ફરી બોલવાની નથી.

પણ માહરી એ લગાર સ્વતંત્ર વલાંણ જોઇ તેને મને કામ આપવા ઘણું ગમતું હોએ એમ કાંઇ દેખાયું નહીં. તેણે લોકેલાજે ફરજયાત એટલો જવાબ લખી મને તેડાવ્યો હોએ એવોજ બધો મામલો નજરે આવતો હતો. હું, તેથી, ખામોશ રહયો, ને સંભાળથી વરતવા ને વધતી અદબથીજ તેના સવાલોના જવાબો કરવા, માહરી નાચારીનો ખ્યાલ કરી, મેં એકદમ વધતી જરૂર પીછાંણી લીધી.

"વૅલ, ત્યારે તુને આપણી નોકરીમાં રાખ્યેછ તો ખરા, છોકરા," તેણે જરા વિચાર કરીને કહયું, "મગર સમાઝજે; જ્યાં ત્યાં આપણી સગાઇનાં નાતાંની ડીંગ મારતો જતો ના. આપણી સગાઇ તો છેક એલારપેલારની ને દુરની છે, પણ તેટલી બી અત્રે જાહેર થએલી જોવા હું કંઇ રાજી નથી. તે ઠીક નહીંજ પડશે."

"તે વિશે તમો સાહેબે તદન બેફીકર રેહવું," મેં તાબેદારીથી કહ્યું.

"તાહરો બાપ મોટી નામોશીમાં મુવો છે," વળી તે હેમકે ચપકો મુકયો, "ને તેથી આએ પરગણાંમાં આપણી સગાઇ અજવાળાંમાં આવે તો માહરે લજવાઇને મરવાનું થાએ."

મને એ સાંભળી ઝનુન તો ઘણું છુટયું, પણ શું કરૂં? હું લોહીનો ગોટ ગલી હજી બી ચુપજ રહો.

"તુંને સહવારે પાંચ વાગતેથી ખાંણપર હાજર થવું જોઇશે," તેણે વરદી કરી, "અને રહાજે છ વાગે બધાં આદમીઓ જવા પછીજ, આખા દિવસનાં કામકાજનો રીપોર્ટ લખી, વળતા દિવસનું

હીમ્મતથી કમર કસી બાહેર પડયો હતો. હું મેહેનતુ ને જવાંન હતો, તો માહરે હારી ખાઇ બેસવા જેવું શું હતું ?

સર એલેકને માહરો બાંધો વિગેરે તેનાં કામકાજ માટે ઘણો ગમ્યો. "હું જાણું જે લાડમાં ઉછરેલો ને બિગડેલો તું એ કામ કરી શકશે નહીં, પણ ફરીથી તને રૂબરૂ જોતાં મને તાહરી કાબેલીઅત ગમેછ," તેણે કહ્યું.

"હું મેહનતુ રહીને માહરી નિમકહલાલી પુરવાર કરી આપશ, સાહેબ," મેં તાબેદારીથી કહ્યું.

તેણે માહરા ભણી તુચ્છકારભરી મુરબીગીરીથી જોયું.

"આએ તાહરા બાપના આપઘાતથી તમો મા દીકરાને ઘણી નામોશી પોંહચી હશે," તેણે દયા ખાઇ કહ્યું.

"નામોશી નહીં પણ દુખ, સર એલેક," મેં ગરમ થતાં લોહીએ તોબી માનથી જવાબ કરયો.

"તુંને તાહરાં માબાપે તો એક ગ્રહસ્થ તરીકે ઉછારેલો તે આ મજુર તરીકેનું કામ તુંને કેમ ગમશે ?" તેણે વળી કાપ મુકયો.

"મજુર વર્ગમાં ગ્રહસ્થ નહીં હોઇ ને થઇ શકે એ હું માનતોજ નથી," મેં જવાબ કરયો. "સદગુણથી રેહતો ને નિમકહલાલીથી નોકરી કરતો દરેક મજુર ગ્રહસ્થજ લેખાવો જોઇએ એમ હું ધારૂં છું."

વળી તે મોટા તુચ્છકારથી, એ સાંભળી, મોટે સ્હાદે હસી પડયો. તેણે મને કામ આપવાની મુરબીગીરીથી તેડયો હતો ખરો,

## પ્રકરણ ૪ નું



સકાલે ઉઠવાની તમેહ નહીં એટલે ચાર વાગામાં અંધારે અંધારે ઉઠીને ખાંણ ... પહલી હરોલમાં તો મને ઘણુંજ અસીકું ને મુસ્કીલ થઇ પડયું, પણ તમેહ થઇ જતાં એ મુસ્કેલીઓ મટી ગઇ, ને થોડાંક અઠવાડયાં પછી તો ચોાંપથી હું માહરી મેળેજ ઉઠવા લાગ્યો. તમેહ એ બીજી ખુદરત છે. ટેવ પડી ગઇ એટલે તો ચાર વાગતે આપસી મેલેજ માહરી આંખ ખુલી જતી હતી.

મને ઘણું લાંબે ચાલી જવાનું હતું તોબી પછીથી તો તે પણ ખમીર થયું. "દાહડા"ને બધાંએ નમવું છે, ને કમજાત "દાહડો" ખરાં ભાગ્યશાળીઓ સિવાય કોઇને મુકતો નથી. માહરૂં કામ થોડું તોબી જંજાલી ને થાકવી નાંખનારૂં હતું, અને રાત્રે હું થાકેલો પરાકેલો ઘેર આવીને જમીને જરા વારે ઉંઘી જતો તે છેક સહવારેજ જાગતો. તે ખાંણ કાર્નસોરની સહરદપર આવી હતી, ને ત્યાં કામ કરતાં ઘણાંખરાં કામદારો ને મજુરો ગ્રેનનાંજ રેહવાવાલાં હતાં, એટલે કોઇ ને કોઇ પીછાંણવાળો રસ્તો મળી જતાં વાહેલાં-ટપા કરતા અમો સેહેલથી ચાલીને આવતા જતા. બીજો ઉપાયજ શો?

હું ઇમાનથી ને વફાદારીથી બધું કામ લેતો ને કરતો હતો. કોઇ વખત તે અણઘડ વર્ગ વચ્ચે કામ કરતાં ને લેતાં મને માહરી

કેટલગ તૈયાર કરી ત્હારે જવાનું. પછી ગાત છે ને તું છે. રાત્રે મને તાહરૂં કામ નથી. ગમે ત્યાં જજે ને ગમે તે કરજે; અને જો એ બધું કબુલ હોએ તોજ હું તને પોણા સો પાંઉન્ડનું વરસાંગ્ર આપવા કબુલ થાઉંછ."

એ તો એ! મેં એ ટુંક પગાર બી હેસાનથી કબુલ કરયો, ને નીમકહલાલી ને તાબેદારી માટે અને તેનાં કેહવા મુજબજ હાજર થવા, કામ કરવા ને કામ લેવા મેં તેને ફરી ફરીને વચન આપ્યાં.

"મીસીસ બેટસ નામની માહરી એક જુની કારભારણ છે તેની સાથે તેનાં ઝુપડાંમાં તુંને રેહેવાની હું સગવડ કરાવશ," તેણે કહ્યું. "તે ડોસી એકલીજ છે ને ભલી છે. એટલુંજ કે માહરા મેહલમાં ત્હારે કદી વગર તેડે આવવું નહીં. મને ત્હારૂં કામ પડશે તો હુંજ તને તેડાવશ."

મેં આ હીણાતી જીંદગી માટે દુખથી દાંત પીસ્યા.

"રસ્તામાં બી આપણે મલ્યે તો માહરૂં ઘણું માન સાચવજે," તેણે ચાલુ રાખ્યું. "તું માહરો સગો છે એમ જાણી દમપર સુમાર રાખી ફરતો ના. મને માહરા નોકર તરીકેજ ત્હારે નમીને સલાંમ કરવી પડશે. શું, એ બધું બરાબર સમજ્યો તું?"

"સમજ્યો, સાહેબ," મેં માહરો ગુસ્સો માહરી છાતીમાં ગુંગળાવીને જેમ તેમ જોહમતે જવાબ કરયો—અને પછી તે મને પેંડો પકડાવાની મતલબથી સીસોટીમાં કોઇ ઑપેરાનો રાગ વગાડતો ત્યાંથી ચાલતો થયો.



કે, જે માહરી પેઠે પૈસાટકાને લગતી સુખ દુખની છાંયામાંથી પાછલી જીંદગીમાં એવી અજબ જેવી કીસમે પસાર થાએ.

હું આગળ ચાલ્યો.

આગળ જતાં એક મોટાં ઓકનાં ઝાડના છાંયામાં એક બાળક એક છોકરીના ખોળામાં ઉંઘી ગયું હતું, ને તે છોકરી પોતે તે ઓકનાં મોટાં થડને અઢેલી અરધી વીંચેલી આંખ સાથ આરામ કરી પડેલી હતી તે મેં જોયું. તે સામટી રીતે એક સૌથી જોવા જોગ પીકચર હતું. તે છોકરીએ માંથેથી ટોપી ઉતારીને પાસે મુકેલી હતી, અને તેનાં ચકચકીત ઝુલફાં મરોડદાર રવેસે તેની ગરદનને કીસ કરતાં તેની કંમરપર ઝુમી પડયાં હતાં.

તે જોવા માટે જાણે એક મધુર સ્વપ્નું હતું, ને તે જોવા પછી મેં બીજું કાંઇ બી જોવા આગળ વધવાની કશી પરવાહજ ધરાવી નહી. આહા, તે છોકરીનું સૌંદર્ય જાણે તેના ખોળામાં ઉંઘતાં નિર્દોષ બાળકના ચેહેરાને પણ નહીં સરખાવી શકાએ એટલી હદ સુધી મંદ અને ઝાંખો બનાવતું દેખાતું હતું. તે એક અજબ જેવી ખુબસુરતી હતી. તે જાણે પ્યારનીજ માત્ર નહીં પણ અશોઇ અને પવિત્રાઇની પણ એક દેખીતી પ્રતિમા હતી!

તે છોકરીએ સારાં નસીબે મને મુતલગ જોયો નહીં, અને, તેથી, તે તો તે એકાંતની નીરાંત માંની તે પોઢેલાં બાળક સાથે પોતે ફરાગત વચ્ચે અઓટાયલી પડી રહી, કે જે છુપીને જોયા કરવાની માહરી સરજત માટે હું હદ વનાનો ખુશ ને શુગરગુજાર થયો. એવી એક અનુપમ ખુબસુરતી મેં માહરી આખી જીંદગીમાં આગળ

..મંત જીંદગી અને સુખી સાથીઓની યાદ હૈડે લઢી કેટલીો, પણ એક દુખના દચકાં સાથ તે દીલમાં હું દાબી દેતો, ને પાછો માહરી હાલની સ્થિતી માટે શુગરગુજાર થતો. સુભાગ્ય માહરાં કે હું એટલો બી થર પડી શકયો હતો. ખરેખર, માહરી ધીરજ, માહરી ખંત ને ખુદાની મરજી માટેની આધીનતા મને પોતાનેજ જાણે છક કરતી હતી!

એ રીતે એક વરસ ગબડી ગયું—એક આખું વરસ, કે જે દરમ્યાંન હું માહરી એ નવી જીંદગી ને નવી જગ્યામાં તમામ તદન નવોજુનો થઇ ગયો. ઓ, હવે તે સુખી ગઇગુજરીની એક મીઠી યાદ વતરોગે કશું બી વધારે પાછળ રહ્યું ન હતું!

એમ કરતાં એક રવીવારની છુટીને દિવસે હું ફરતો ફરતો ગ્લેન ચર્ચ (દેવળ) જોવા ગયો. હું એ તરફ આગળ કદી આવ્યોજ ન હતો.

તે દિવસે ત્યાં દેવળમાં કાંઇક ઓચ્છવ હતો. છોકરાંઓને કોઇએ કાંઇ ખુશાલીમાં ખાણું આપ્યું હતું, અને તેથી તે ન્હાના નિર્દોશ હસતા ચેહરાઓથી દેવળ તમામ ભરાઇ ગયું હતું. વાવટાની તોરણો લટકાવેલી હતી, અને વળી બાજુમાં એક બેન્ડ મીઠા શરોદોથી એ ન્હાનકડાં પરોણાંઓની મિજલસને રીઝવતું હતું.

હું ખુશીમાં ખેંચાઇને તે નાધલ્યાંઓની એ મજાહ, તેથી, મોજથી જોતો ઉભો. બચ્ચાં જેવું બીજું શું? મેં માહરૂં બચપણ યાદ કરયું, અને ખુદા પાસ તે પાક મકાનમાં ખરાં દીલથી માંગ્યું કે તે સેહેંકડો બાળકોમાંથી કોઇ બી એવું હીણભાગ્યં નજ ઉપરે

"અહીંના પાદરી મી૰ મીડલટનની એ એક એકપુરી છોકરી છે," મને જવાબ મળ્યો;—અને ત્યારેજ તે દેવળને લગતા પાદરીનું નામ મેં કોઇ મી૰ મીડલટન તરીકે સાંભળેલું હોવાની મને યાદ થઇ; પણ તેવા એકને ત્યાં આવો આ માહતાબ છુપ્યો હોવાનો તો મને ખ્યાલ બી થયો ન હતો!

જરા વારે તે ઉઠી, ને તેના ખોળામાં જાગી ઉઠેલી પેલી બાળકીને તેની બેહનને સ્વાધીન કરી તે ત્યાંથી આગળ વધી. તે બીજાં બચ્ચાંઓને કાંઇ ને કાંઇ બોલાવતી અને વાત કરાવતીજ ચાલી. ગામનાં છોકરાંઓ તરફ તે ઘણી મેહરબાંન દેખાતી હતી, અને ઘણાં ખરાં બધાં છોકરાંઓ તેની સાથે અત્યંત હળી ગયાં હતાં. ત્યાર પછી આગળ જતાં રસ્તામાંજ તેનો પાદરી પીતા તેને મળ્યો, અને તે પછી બાપ દીકરીએ ધીમે ધીમે પોતાના બંગલા તરફ ચાલુ મુકયું.

હું તેઓની પુઠેપુઠ છેક તેમનાં ઘર સુધી ગયો. જાદુથી કે મોહીનીથી હું તેઓની પુઠે પછવાડે ઘસડાતો હોઉં એવોજ માહરો એઅત્યાર હાલ હતો!

મેં તે પછી તે આખી રાત તે અજબ જેવી મોહક સુંદર તાના સ્વપ્ના જોયા, અને બીજી સહવારે જયારે હું જાગ્યો ત્યારે બી તે સુંદરીને લગતા સર્વોતમ ખ્યાલોએજ ચકચુર માહરૂં મગજ ચક્રભમ ભમતું હતું! એટલામાટે એ પછી રોજ સાંજે માહરૂં કામ બને એમ વેહલું આટોપી લઇ તે પાદરીનાં ઘર તરફ હું હેરયું લેતો, અને સુંદર મેને ઘરમાંથી બાહર આવતી કે બાહરથી અંદર જતી

કદી જોઇ ન હતી, અને તેથી આ એક પરસ્તાંનની હુરીએ મને જોતાંજોતાંમાં અને એકદમ આજેજ તથા સાહત કર્યો.

હું પોતે મુફલીસ, ટુંક પગારનો, નાવારેસ હતો તે તો હું ભુલીજ ગયો! ઓ, હું ભુલીજ ગયો કે હું એક દીવાળ્યા ને આપઘાતની નામોશીમાં મરનાર કમનસીબ બાપનો બેટો હતો. તે ચેહેરાએ જાણે ત્યાં ને ત્યાં માહરી બાકીની આખીં જીંદગીની સરજત સિધ્ધ કરી લીધી. તે એક અબળાનો ચેહેરો હતો, કે જેણે આ અને પેલી બન્ને ધરતીનાં સુખ માટે ફરી એક વાર મને જાણે ઉમંગી અને ઉત્સાહી બનાવ્યો.

હું કયાં સુધી ને કેટલો વખત એમ તે મધુરૂં "પીકચર" મોજથી જોતો ઉભો તે કહી શકતો નથી. એટલુંજ કે નજદીક એક કલાક સુધી તે એ કીસમે જોવા પછી હું થોડાંક કદમ પાછળ હટ્યો, અને બીજી એક નહાની છોકરી જે એ દરમ્યાંનમાં આવીને એક વખત તેની સાથ કાંઇ વાત કરી ગઇ હતી તેને મેં તે રમતી હતી ત્યાં જઇને નરમાસથી પુછ્યું, "મીસ, મને મેહરબાંની કરીને કેહશો કે પેલાં બચ્ચાને લઇને પેલાં મોટાં ઓકનાં ઝાડની હેઠે જે છોકરી બેઠેલી છે તેનું નામ શું છે?"

"ઓ, એ તો મીસ મે મીડલટન," તે છોકરીએ માહરી મકસદ કશી બી સમજયા વના નિર્દોષપણે તરત ખુશાલ જવાબ કર્યો.

"મે મીડલટન?"—કેવું મીઠ્ઠું નામ! "મે" નામજ કેવું સેહેલું, રીઠું ને પ્યારૂં લાગતું હતું!

"હા, પણ એ કોણ છે?"

મેં તેનું સારું મત એકદમ જીની લીધું. તેણે માહરૂં નામ પુછયું, અને ખુલાસામાં મેં તેને જાહેર કર્યું કે હું સર એલેકની પથ્થરની ખાણમાં કામદારો ઉપર ઉપરી હતો.

અમો વાત કરતા કરતા સાથે સાથેજ તે પછી તે દુકાણમાંથી બાહર નિકળ્યા, અને તેણે જ્યારે મેં ઑક્ષફર્ડ યુનીવરસીટીમાં અભ્યાસ કરેલો હોવાની વાત સાંભળી ત્યારે તે ઘણો તાજુબ થયલો દેખાયો. સારાં નસીબે તેણે મને માહરાં નામથી ઓળખ્યો નહીં. તે ફક્ત એટલુંજ જોઇ શકયો કે મેં સારા દાહાડાઓ આગળ જોયલા હતા, અને જમાનાની ગીરદેશીથી માહરા બાપનાં ગુજરવાથી હું આ રંક સ્થિતીએ પોંહચ્યો હતો.

"જમાનો કોઇને મુકતો નથી, માહના જવાંન દોસ્ત," તે પાદરીએ કદર કરીને કહ્યું. "સરજતના લેખ મીટાવેલા કદી મીટતા નથી."—અને પછી માહરી અજાએબી અને ખુશાલી વચ્ચે વલતે રવીવારે બપોરે તેની સાથે જમવાનું તેનાં મકાન આગળથી છુટો પડતાં તેણે મને ચાહીને ઇજન આપ્યું.

ઓ ખુશાલી! આ કેવી તદન નહીં ધારેલી તક મને મળી ગઇ હતી! મેને મળવાની, મેને જોવાની, મે સાથ રૂબરૂમાં વાત કરવાની આથી બેહતર તક મને કયાં મળતે?

તે રવીવાર માહેરો સૌથી સુખી રવીવાર હતો. મેની માતાએ અને મેએ પોતે ભલા પાદરી મીડલટન જેટલાંજ હેતનો મને આવકાર આપ્યો. તેના પીતાએ ઓળખાંણ કરાવવા પછી મેએ તેટલાંજ હેતથી હસ્તે ચેહરે શેકહેંડમાં પેહલીજ વાર મને પોતાનો પ્યારો

જોઇને માહરી આતુર ચશ્મોને તાઢક પમાડતો !

એ રીતે તે ગરગામડેની માહરી એકાંત દલીદ્ર અને દુઃખી જીંદગીમાં નવી તાજીગી, નવું તેજ, નવી આશાઓ ઉછળી નીકળી ! હવે જાણે મને ત્યાં રેહવાનું ઘણું સુખકારક લાગ્યું. હજી તો હું તેણીની જોડેની મીલાકાતથી સેંકડો કોસ દુર હતો, કોઇ દાહાડો હોઠ ઉંઘાડીને તે માહબુબ સાથે એક વાત વટીક મેં કરી ન હતી, અને તોપણ છુપો રહીને દુરથી ને દુરથી તેણીને જોવાની મોજમાં વટીક હું પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો હતો !

અંતે એક દાહાડો પાસે પાસેની એક અચાનક મીલાકાતમાં અમારી આંખસે આંખ મળી, અને તેણીએ કાંઇક અજાયબીથી કે કાંઇક અજાયબ જેવા મીઠાસથી માહરા ભણી એકાદ પળ ટીકીને જોયું, અને તેજ બસ હતું. તે નેણકટારીનાં કતાક્ષ બાણોએ માહરૂં અંતર હતું તે કરતાં જયાદા આરપાર વીંધી નાંખ્યું, અને તેણીની ચશ્મોની તે એક મોહબતવંતી યાદ ઉપર કેટલાક દિવસો તુલક વળી મેં ત્યાર બાદ માહરો ગુજારો ચલાવ્યો !

એ રીતે ત્રણ મહીના ગુજરી ગયા.

એ રીતે ત્રણ મહિના ગુજરી ગયા, તોપણ એક બી વખત તે મધુરી સાથ હોઠ ઉંઘાડીને વાત કરવાનો મને પ્રસંગ થયો નહીં; પણ માલીક દયાળુ છે. એક દિવસે એતેફાક મી૦ મીડલટનની પોતાની સાથે એક ચોપડીવાળાની દુકાંએ માહરી મીલાકાત થઇ ગઇ, અને ત્યાં અનાગસે ઓળખાણ પડી. મેં તેનું કાંઇક ત્યાં ને ત્યાં ઉભા રહીને કામ કરી આપ્યું, અને તે તેને ગમતું હોય એમ જણાયું, કેમકે

"હા," મેં કહયું, 'અને તે હું હવે મરતાં સુધી ભુલી જઇ શકશ નહીં. મેં એવો કોઇ ચેહરો તે આગમચ જોયો નથી, અને મે જેવું એવું કોઇ મીઠું નામ બીજું સાંભળ્યું નથી કે જેણે માહરી પર એટલી બધી અસર કરી હોય!"

તેણીના ચેહરાપર એ વખાંણની વાત સાંભળતાં રતાસ ધાઇ આવ્યો, અને તેણીએ શરમાઇને નીચે જોયું.

"મને એ વાતની કાંઇજ ખબર નહીં હતી," તેણીએ નીચી નજરે કહયું.

હું મોટે સાદે હસી પડયો. કેવી નિર્દોશ, કેવી નિષ્કલંક, કેવી સ્વચ્છ! હું તેને કેહવાને હીમ્મત એકઠી કરી શકયો નહીં કે હું તેને ચાહુંછ. તે એવી એક પાક ફીરેસ્તા જેવી દેખાતી હતી કે તેને ચાહવાનું કેહવુ તે બી તેની પવિત્રાઇને જાણે અપમાન આપવા જેવું હતું! વળી અમારા વચ્ચે દરજ્જાનો અંતર બી અતી ઘણો મોટો હતો તે હું માહરાં મનથી ભુલી જઇ શકયો નહીં. હું, તેથી, તરત ને તરત તેને ચાહતો હોવાનું ખુલ્લું કરીને કહી દેવાથી બાઝ આવ્યો.

અમો તે પછી વધારે ને વધારે ભેળાતાં ને મલતાં ગયાં. સરજત કરે છે તે કોઇ નથી કરતું. મી૦ અને મીસીસ મીડલટનમાં માહરે માટેનો અજબ જાતનો ચાહ બરપા થયો, કે જેનાં પરોણા-મમાં તેઓજ મને ચાહીને ઉપરાસાપરી તેડબોલાવ કરતાં રહયાં, અને તેઓને માહરાં પ્રમાણીકપણાંમાં એટલો બધો વિશ્વાસ બેસી ગયો હતો કે સાંજે કામથી ફરાગાત પામીને તેઓનાં ઘરમાં જવા

પણોતો હાથ આપ્યો, અને તે ફુલ જેવા નરમ નાજુક અને મખમલ જેવા સુવાળા એક હાથના સ્પર્શથીજ હું જાણે જીવતો જાગતો અને સીધો પાધરો સ્વર્ગમાં ઉતરી ગયો !

આ પછી ત્યાં માહરૂં આવવું જવું રફ્તે રફ્તે વધતુંજ ગયુ અને સાધારણ થયું.

હવે એક સાંજે તે પાદરી કોઇ બીમાર અબળાને જેવા ગયલો હતો, અને તેની પરણેતર પોતે બીમાર થવાથી પોતાના ઓરડામાંજ હતી, એટલે મે મને એકલીજ મળી. તે મીલાકાત ઘણી સુખભરેલી હતી. અમોએ એક આખો કલાક એકઠાં બેસીને તહરેવાર બાબદોપર દીલખુશ વાતચીત કર્યા કીધી.

તે ઘણી ઉલટમંદ વાત કરનારી હતી. તેણે માહરી કેળવણી, માહરી આગલી પાછલી હાલત એ વિગેરે અનેક તરાંહની વાતચીત કરી, કે જે દરમ્યાંન ઉશ્કેરણીના આવેશમાં મેં તેણીને કહીં દીધું કે તેનું નામ એક વાર સાંભળ્યા પછી તે મને અતીઘણું પ્રિય થઇ પડયું હતું.

"એટલે— તમે તે કયારે સાંભળ્યું જે?" તેણીએ હસ્તે ચેહેરે પુછ્યું.

"ગીયા જુનમાં," મેં જવાબ કર્યો; "દેવળમાં છોકરાંઓને લગતો એક ઓચ્છવ હતો, કે જ્યારે એક ઉંઘતાં બચ્ચાંને ખોળામાં લઇને ઓકનાં મોટાં ઝાડની હેઠળ તમે બેઠેલાં હતાં; યાદ છે?"

"હા, તે મને બરાબર યાદ છે," તેણીએ અજાએબીથી કહયું; "અને ત્યાં તમે માહરૂં નામ સાંભળ્યું?"

## પ્રકરણ ૫ મું.



મેનો હલક પણ તેટલોજ મધુર હતો. તેને ત્યાં એક પીઆનો હતો તે ઉપર જ્યારે તે ગાતી ત્યારે જાણે તેના બંગલાની આસપાસનું તમામ એકાંત ખુશીમાં ધમધમી રેહતું. તે એક સુખકારક પીક્ચર આજે બી માહરી યાદમાં તાજુ છે. પાદરી મીડલટન તે મોટા લાંબા ઓરડાને એક નાકે પોતાની મોટી ખુરસીમાં પોતાનું પેપર લઇને બતી હેઠળ અળેટાતો, કે જ્યારે મીસીસ મીડલટન અમારી પ્યાના પાસેની ઇઝીચેરમાં આરામ કરતાં, ને હું મેનાં મ્યુઝીકનાં પાનાં ઉઠલાવતો ને બાજે વખ્ત તેણી જોડે ગાતો ને માહબુબની ખુરસી પાસેજ કલાકોના કલાકો સુધી ઉભો રહેતાં કદી થાકતો નહીં. તે સુખનું, સંતોષનું અને ખરી રાહતનુંજ એક સાદું મુકામ હતું.

એવી રીતે તે ગવાયલાં એક ગાયનમાં એક દિવસ પ્યારમાં નાઉમેદ થયલા એક જવાંનની ફરયાદ હતી, અને તે મેં એટલી તો ખરાં દીલની લાગણીથી ગાયું કે તે ગાતાં માહરો અવાજ વટીક ધ્રુજયો, અને મે તે પુરૂં થતાં અજાયબીમાં માહરો દર્દમંદ ચેહરો જોવા લાગી. એ દરમ્યાંન મેં જોયું કે મી૰ મીડલટન પોતાની ખુરસીપરથી ઉઠી ગયલા હતા—કદાચ અમારાં ગાયનના સબબે તેવણનાં વાંચવામાં ખલલ થઇ હોએ ને તેથી તેવણ બીજા ઓરડામાં વાંચવા સારૂ જતા રહયા હોએ—અને મીસીસ મીડલટન પોતાની ઇઝીચેરમાં તે ગાયનની લેહરે લેહરે ઉંઘી ગયાં હતાં. અમો, તેથી, ત્યાં ખરેખર

પછી હું કલાકો સુધી મે સાથ તાહેલાં કરતો એકલો બેસતો તે માટે તે ભલાં વર બૈયરે કદી બી વાંધો કીધો નહીં. હું, તેથી, આસ્તે આસ્તે દર રોજ જવા લાગ્યો, અને તે ઘર સાથનો માહરો પરીચો વધારે ને વધારે મજબુત થતોજ ગયો. હું જાણે તે ઘરનો એક હોઉં તેમજ ત્યાં હળી ગયો. પાદરી માહરી પાસે કાંઇ ને કાંઇ વંચાવતા, અને હું તે વાંચતો તે ઘણી મોજથી સાંભળતા. હું થાકીને આવતો હતો, અને મે સાથે ઓળખાણ થવા આગમચ થાકીને આવીને વેહેલો સુઇ બી જતો હતો, પણ હવે મામલો ફેરવાઇજ ગયો હતો. હવે તો થાક, ભુખ, તરસ અને ઉંઘ એ સઘળું જાણે મને વધતું ઓછું વીસારી બેહું હતું.

મે ઘણી મેહરબાન હતી. તે માહરી સાથ વધતી ને વધતી હળી જતી રહી. તેને પણ જાણે માહરા વના હવે ચાલતું ન હતું. તેના બંગલાની પછવાડે ચેસનટનાં ઝાડોની એક હાર લંબાયલી હતી, જે ખુશનુમા ઘટા હેઠળ ચંદરણાંમાં અમો ઘણો વખત સેહેલ કરતાં, અથવા રવીવારે માહરૂં કામ બંધ હોઍ ત્યારે હાથમાં હાથ મેળવી પશ્ચિમમાં સુર્ય આથમતો તે ઝાડોની વચ્ચેથી જોવાની મોજ અમો અરસપરસ ઘણાં હેત વચ્ચે ભોગવતાં. એમ છતાં, કેહવાને અજબ જેવું છે કે, હું તેને માહરા પ્યારની વાતથી અત્યાર તક માહીત કરવાની કદીએ હીંમત એકદી કરી શક્યો ન હતો!

માહરાં સુખની હવે સિમાજ ન રહી. હવેજ મેં જોયું ને જાણ્યું કે તે પ્યારાં પંખેરાનાં જીગરમાં બી તેજ પવિત્ર લાગણીઓ પ્રગટ પડી ચુકી હતી, કે જેનાં છુપ્યાં સુખમાં હું પોતે આજ તક જીવતો હતો. ઓ, સુંદર મે મને ચાહતી હતી, અને માહરા પાક પ્યારનો સ્વિકાર કરતી હતી એ શું કાંઇ ન્હાનાંસુનાં સુખનો સવાલ હતો ?

તે પછી મે જ્યારે મને પાછી મળી ત્યારે તે હંમેશ મુજબ હીમતથી માહરી આંખ સમેત આંખ મેળવી મને જોઇ શકી નહીં. પ્યારની શરમાળ ચશ્મો હવે તે માહરા સામે ઉંચી કરી શકીજ નહીં, ને ઓશકથી લાલ થતા મુખડાંએ ને નીચી નજરેજ તેણીએ માહરી જોડે વાતચીત કરી.

"મે," તેણીનો પાધરો જવાબ હવે જરૂર મેળવી લેવાની મેં ભીનતજારીથી કહયું, "મેં તુંને જોઇ ને જોઇ હું તુંને ખરી ફીદાગીરીથી ચાહતાં શીખ્યોછ, ને માહરી આખી જીંદગી મેં તાહરાં પ્યારાં કદમપર નિસાર કરી છે. કેહે મને ખુલાસાથી ત્યારે, વ્હાલી, કે તું મને ચાહવાની કોશેશ કરશે ?"

"નહીં," તેણીએ તો નીચી નજરે ને હસ્તે ચેહેરે ચોખ્ખી ના કેહતાં કહ્યું !

"નહીં ?" મે ગભરાઇને પુકારયું.

"ખચ્ચીતજ નહીં."

"અને તેનો સબબ ?"

"સબબ કે કોશેશ કરી જોવાનો વખત હવે માહરે સારૂ

રહયોજ નથી ! હું તમોને ચાહતાં શીખી ચુકીચ, અને હું તમોને એવા દ્રઢ પ્યારથી ચાહવા લાગીછ કે કોશેશ કરી જોવા જેવું હવે માહરા બાબમાં કશું બાકી રહયુંજ નથી," તેણીએ માંડમાંડ સાંભળી શકાએ તેવે ધીમે અવાજે કહયું.

હું હર્ષઘેલો થયો. મેં તેને પહેલીજવાર તે પછી માહરી ગોદમાં દાબી, અને પવિત્ર પ્યારનું એકજ પેહેલુંજ ચુંબણ કરયું.

"હજી મને તો જાણે માહરાં એ મોટાં સુખની સચ્ચાઇ માટે વિશ્વાસ વટીક આવતો નથી!" મેં શંકાશીળ કહયું; "ઓ, રખે હું માહરા એ સુખના સ્વપ્નામાંથી જાગી ઉઠું, ને જે પ્યારા ખજાનાનો આજે હું પોતાને માલીક થયલો માનુંછ તે ખોહી બેસવાનો કમભાગ્ય જોગ બને!"

મે ખુશ મિજાજે હસી પડી.

"હું સ્વપ્ના જેવી તમોને જરા બી દેખાઉંછ?" તેણીએ હસીને કહ્યું; "હું ભાગી પડું કે ધસી જાઉં તેવી પોચી મટોડીની બનાવતની નથી. હું જે કરૂંછ તે પરીણામોનો વિચાર કરીને પાક ઠરાવની દરેક ઓસ્તવારી ને સચ્ચાઇનાં મક્કમપણાં સાથેજ કરૂંછ, હેનરી વ્હાલા."

એ તેણીનો જવાબ મને ઘણોજ ગમ્યો. ગમ્યો? હું માહરી લાગણીજ અત્રે તેનાં સંપુર્ણપણાંમાં સમજાવવાને અશક્ત છું! હું પોતાને આખી દુન્યામાં સાૈથી મોટો ભાગ્યશાળી આદમી સમજવા લાગ્યો.

અમોએ કલાકો સુધી તે મીલાકાત દરમ્યાન પછી વળી તે

વાતે કરયા કીધી. કલાકો ક્યાં ગબડી ગયા ને કેમ પસાર થઇ ગયા તે બી અમોએ જાણ્યું નહીં. અરસપરસ કેહવાનું જ એટલું બધું હતું !

પણ મેં માહરા કમનસીબ પીતાની અને તેની દુખભરી ફેજની વાત તેને કશી કહી નહીં. નહીં કે તે કેહતાં તે વ્હાલીનો પ્યાર ખોહી બેસવા થકી હું બીહીધો ! નહીં તે પવિત્ર પ્યારનાં મુસ્તકીમપણાં માટે તો હવે મને સંપુર્ણ ભરૂસો આવી ચુકયો હતો, પણ જાણે તે વાતથી તે પાકજાદ નિર્દોપ ને નિષ્કલંક મધુરીના કાનને કમકમાવા હું હીંમત કરી શકયો નહીં.

તેણીએ, એમ છતાં, એ દુખી યાદથી માહરો ચેહેરો દર્દમંદ થયલો જોયો, અને ચિંતાથી કહયું, “વળી શું છે? આએ રીતે ખુશીની વચમાં ગમગીન થતાં મેં તમોને ઘણી વાર જોએલા ને પકડેલા છે. હવે આજ પછી આએ પ્યારા ચહેરા ઉપર હું એક બી ઉદાસી ઉતરેલી જોઇ શકવાની નથી. હું એ ચેહરો સદા હસતો ને સુખીજ રાખશ.”

અને એના જવાબમાં કશું બી હોઠ ઉઘાડી કેહવાને બદલે મેં પ્યારથી તે પ્યારીનો હાથ માહરા હાથમાં લઇ દાબ્યો.

ત્યાં માહરે જણાવવું જોઇએ કે એ ગીલાકાત દરમ્યાન વાતચીત કરતાં અમો અમારી સેહેલગાહમાં ધોરી રસ્તા ઉપર ઉતરયાં હતાં, ને ફરીને ધીમે કદમે હવે ઘર તરફ પાછાં ફરતાં હતાં; એવામાં સામેથી મસ્તાન ઘોડાની જોડીની એક ‘મેલકોચ’ આવી, અને મેં તે તરફ જોયું તો તે સર એલેકની ગાડી હતી. તે પોતેજ તે હાંકતો હતો,

અને ઘોડાઓ જોકે ઘણા મસ્તીમાં હતા ને તેમને મેનેજ કરવાનું તેને કાંઇક મુશ્કીલ થતું હતું, છતાં મેં જોયું કે તેણે અમને બેઉને જોયાં, ને તે કાંઇક અચરત થયલો દેખાયો. તેણે તુચ્છકાર અથવા નફ્ટાઇથી અમને ધારીધારીને જોયાં.

મેં સલામમાં માહરી ફરજ મુજબ માનથી, અલબત, માહરી ટોપી ઉંચકી.

"તમો એ ઉમરાવને ઓળખોછ શું?" મેએ તે ગાડી નિકળી જવા પછી મને પુછયું.

"હા; એજ માહરો શેઠ છે," મેં કહ્યું; "જે પથ્થરની ખાણમાં હું કામ કરૂંછું તેનો એ માલીક છે. તું બી એને ઓળખેછ શું?"

"હા, એક બે વખત એ પપા પાસ અમારે બંગલે આવ્યો હતો ખરો."

"શું કામ?"—અને અદેખાઇએ જોતાં જોતાંમાં મને ઉશ્કેરી મેલ્યો!

"કાંઇ દેવાને લગતી વાત કરવા," તે મીઠી મધુરીએ માહરો ગુસ્સો જોયા વગર કહયું.

"એ આદમી તુંને ગમેછ?"

"જરા બી નહીં," તેણે જોસથી કહયું. "હું તો એને પુરો પાધરો જાણુતી કે ઓળખતી બી નથી. એક બે વખત લાંબે લાંબે તફાવતે જોયલો તેજ. એ કોઇ સારો માણુસ હોએ એમ જણાતું જ નથી."

મેં વળી તેનો હાથ હેતથી ને હેસાંનથી દાબ્યો.

"કસમ ખા, માહરી મીઠી મે, તું કસમ લે કે માહરા સિવાય હવે પછી કોઇનો બી ખયાલ તું કદી કરશેજ નહીં," મેં માંગી લીધું.

તે મીઠાસથી હસી.

"મને એવા કસમ આપવાની કશીજ જરૂર નથી, વ્હાલા," તેણીએ જવાબ કર્યો, "ને તે છતાં એ કસમ આપવાથી તમોને સુખ થતું હોએ તો તેમ કસમ ખાવા મને કશી અડચણ બી નથી."

છેલ્લે, અમો અમારાં સુખમાં ગીરફતાર ઘર પોંહચ્યાં.

હવે તે પછી મેં તેજ સાંહજે ઘરડા પાદરી મી૦ મીડલટન આગળ તેણીની દીકરીના હાથ માટેની માહરી પ્રમાણીક ઉમેદવારી હીંમતથી રજુ કરી, અને સુંદર મે પોતે મને કબુલ કરી ચુકી હતી તે વાત મેં ખુશીથી છળાછળ થતાં જીગરે તેને કહી, મગર મેં જોયું કે તે પાદરી માહરા એ એકરાર તેમજ ખુલાસાથી કાંઇ ઝાઝો ખુશ થયલો દેખાયો નહીં.

"એ વિચાર કાંઇ મને ઘણો ગમતો નથી," તેણે કહયું. "માહરાં બચ્ચાનું સુખ માહરે સમાલવું જોઇએ. તમે પરણવા નિકળ્યાછ એ તો ખરૂં, પણ આજવેર માહરાં ઘરમાં માહરી છોકરી પૈસા ટકા બાબે પુરતાં સુખસગવડ સાથે ઉધરેલી છે તેમજ તમો એને રાખી શકશો એમ શું તમો મને કેહવા માંગોછ?"

હું ઝંખવાણો પડી ગયો. હું એનો જવાબ તે શું દઇ શકું? આજવેર મને કે મેને એ માહરી નાચારીનો તો કદી ખ્યાલ બી થયો નહીં હતો! પૈસા તો પ્યારને મુકાબલે અમે તુચ્છ જાણતાં

હતાં, પણ સંસારમાં પૈસાનું સર્વોપરીપણું, તે ડોસાએ તે વાસ્તે માહરૂં ધ્યાંન ખેંચ્યા પછી, માહરે મનથી એકદમ સ્વિકાર્યા વના મને ચાલ્યું નહી. હું ગમે તે પણ એક મજુર વર્ગનો અને મુફલેસ હતો—એક વાર કેળવાયલો અને સુખી ઘરનો હતો તો શું થયું ? હું ફક્ત પથ્થરની ખાણમાં કામ કરતા મજુરોનો ઉપરી હતો, અને માહરૂં ભવિષ પુરતું શીહા હતું, કે જ્યારે સુંદર મે સુખમાં ઉછરેલી એક એવી મધુરી હતી કે જેના ઉપર તો દુઃખનો એક દુરનો ઓળો વટીક ઉતરવો જોઇએ નહીં !

અમોએ ઘણો લાંબો વખતવેર અરસપરસ એ વિશે પુરતી ગંભીરતા વચ્ચે વાત કરી. તે પાદરી કશા રીતે માહરી સાથે તોછડાઇથી કે ધાટકીપણે વરત્યો નહીં. તેણે મને પોતાની દીકરી માટે ધસીને ના પણ કહ્યું નહીં. તેણે ફકત એટલુજ કહ્યું કે હાલના માહરા પગારમાં સબડયા કરવાથી માહરો દહાડો કદી બી વળવાનો ન હતો, અને હું જો એને ચાહતો અને માંગતોજ હોઉં તો માહરે મનપર લઇને માહરી હાલત સુધારવા માટે કાંઇ બી નવી નોકરી જોઇ કાઢવી જોઇએ.

"મને તમારે પોતાને વાસ્તે કશો વાંધો નથી, મી૦ ગોરડન," મી૦ મીડલટનને કહ્યું. "મને તમારામાં પુરતો વિશ્વાસ છે, અને તમારી ચાલચલગત અને સ્વભાવ વિગેરેથી હું સંપુર્ણ સંતોષ પામ્યો છું; મગર વાંધો તમારી મુફલસી ને ગરીબાઇનોજ છે. તમે કાંઇ સારૂં પેદા કરો, પુરતી નામના કરો, અને પછીજ પરણુવાનો વિચાર કરો એવી માહરી તમોને મજણુન સલ્લાહ છે."—અને

હતાં, પણ સંસારમાં પૈસાનું સર્વોપરીપણું, તે ડોસાએ તે વાસ્તે માહરૂં ધ્યાન ખેંચ્યા પછી, માહરે મનથી એકદમ સ્વિકાર્યા વના મને ચાલ્યું નહી. હું ગમે તે પણ એક મજુર વર્ગનો અને મુફલેસ હતો—એક વાર કેળવાયલો અને સુખી ઘરનો હતો તો શું થયું? હું ફક્ત પથ્થરની ખાણમાં કામ કરતા મજુરોનો ઉપરી હતો, અને માહરૂં ભવિષ પુરતું શીહા હતું, કે જ્યારે સુંદર મે સુખમાં ઉછરેલી એક એવી મધુરી હતી કે જેના ઉપર તો દુઃખનો એક દુરનો ઓળો વટીક ઉતરવો જોઇએ નહીં!

અમોએ ઘણો લાંબો વખતવેર અરસપરસ એ વિશે પુરતી ગંભીરતા વચ્ચે વાત કરી. તે પાદરી કશી રીતે માહરી સાથે તોછડાઇથી કે ઘાટકીપણે વરત્યો નહીં. તેણે મને પોતાની દીકરી માટે ધસીને ના પણ કહયું નહીં. તેણે ફકત એટલુજ કહયું કે હાલના માહરા પગારમાં સબડયા કરવાથી માહરો દહાડો કદી બી વળવાનો ન હતો, અને હું જો એને ચાહતો અને માંગતોજ હોઉં તો માહરે મનપર લઇને માહરી હાલત સુધારવા માટે કાંઇ બી નવી નોકરી જોઇ કાઢવી જોઇએ.

"મને તમારે પોતાને વાસ્તે કશો વાંધો નથી, મી० ગોરડન," મી० મીડલટનને કહ્યું. "મને તમારામાં પુરતો વિશ્વાસ છે, અને તમારી ચાલચલગત અને સ્વભાવ વિગેરેથી હું સંપુર્ણ સંતોષ પામ્યો છું; મગર વાંધો તમારી મુફલસી ને ગરીબાઇનોજ છે. તમે કાંઇ સારૂં પેદા કરો, પુરતી નામના કરો, અને પછીજ પરણવાનો વિચાર કરો એવી માહરી તમોને મજણુત સલ્લાહ છે."—અને

અલબત હું એ સઘળી ભલી સલ્લાહોનું વાસ્તવિકપણું કશું એ નામંજુર કરી શકયો નહીં. ખરેખર તો સુંદર મેને પોતાને પણ તેના ભલા પીતાની એ તકરારનું વજુદ બાહલ રાખતાં કશીજ આનકાંની થઇ નહીં. તે હસ્તે ચેહરે અમો વચ્ચેની થયલી એ વાતચીતનો રીપોર્ટ સાંભળતી મારી પડખે થોભી હતી.

"પપાએ બીચારાએ માહરે વાસ્તે ઘણી ઉમેદ બાંધેલી હતી," તેણીએ હસીને કહ્યું. "એવણ તો કોઇ મોટેજ ઘેર મને પરણાવવાનો અભખરો રાખતા હતા, અને તેથી પોતાની નાઉમેદી વચ્ચે એવણ જે આપણને કેહછ અને સમજાવેછ તે તદન ગેરવાજબી બી નથીજ. આપણને, તેથી, એવણ સાથ ઘણી નાખતીથીજ કામ લેવું જોઇશે."

"અને તું, મે—તું બી કોઇ પૈસાવાલાનેજ પરણવાની ઉમેદ કરતી હતી ખરી કે?"

"કદી બી નહીં," તેણીએ જુસ્સાથી કહ્યું; "માહરે મન હું તો દુન્યામાં સૌથી શ્રીમંત આસામી સાથે પરણવાની છું."

ઓ, એ સાંભળીને મને કેવું સુખ થયું! માહરી તદન ખાત્રી થઇ કે તે અબળા મને ફકત માહરાં પોતાવત માટેજ ચાહતી હતી.

હવે એ વાતને વળી બે ચાર દિવસ ગુજરવા પછી એક દાહાડો સર એલેક હું કામપર હતો ત્યાં પોતાનાં કાંઇ કામને મસે આવ્યો, અને આવીને માહરી અજાયબી વચ્ચે આટલી લાંબી વખતે મને પેહલીજ વાર એકાંતમાં મલવા માંગ્યું, જેથી અમો વાત કરતા તે ખાંણ આગળથી થોડેક છેટે આગળ ચાલ્યા.

"માહરે તુંને થોડુંક ચેતવણીનું કહી દેવું છે," તેણે મુરબ્બી-ગીરીના દરેક રોબથી કામકાજની બીજી ત્રીજી ઉપર ટપકેની થોડીક વાત કીધા પછી વાતમાં વાત મેળવી કહયું. "મેં તુંને એક બે વાર એક ઘણી ખુબસુરત છોકરી સાથે ફરતો જોયલો છે, અને હું ધારૂંછ કે તું એ ઘણું ખોટું કરેછ. એ તું તો નહીં મોહતનું મોહત શોધેછ! હાલ પરણવા જોગી તાહરી હાલતજ કયાં છે જે?"

"પણ તમો સાહેબને એ માહરી ખાનગી વાતમાં એમ વચ્ચે મત આપવાનો કાંઇ હક નથી," મેં ગુસ્સાથી માથું ફેરવીને કહયું.

"તે બરાબર છે," તેણે ખભાં ચઢાવી જવાબ કર્યો, "પણ હું તાહરી માયનો સગો છેઉ માટે માહરે તો એક મુરબ્બી તરીકે મને જે સારૂં ને ખરૂં લાગે તે તને કહી દેવુંજ જોઇએ. તે છોકરી ખરેજ ઘણી સુંદર છે, અને ખરેખર કોઇ સારે ને મોટે ઘેરજ જવી જોઇએ, એ તાહરા જેવાને માટે સરજાઇજ નથી, ને તું એ બિચારાં નિર્દોષ બચ્ચાંને એમ ભમાવે ને ભોળવે તે માહરે મનથી તો તાહરા પોતાના પાર્ટ પર ઘણું શરમભરેલું છે."

"હું તુમો સાહેબ સાથે, ત્યારે, એ વિશે કાંઇ બી વધારે વાત કરવા માંગતોજ નથી," મેં ઘણા ગુસ્સાથી તેને ઠહરાવીને કહયું. 'તમો ફક્ત માહરી પાસે કામ લેવો, અને તમારાં કામનીજ વાત કરો. હું બીજી કોઈ વાત કરવા કે સાંભળવા ચાહતોજ નથી.'— અને મેં, એમ કહેતાં, એકદમ તેની આગળથી ચાલવાજ માંડ્યું, એટલે તે બી મોટા તુચ્છકાર અને દેખીતાં કપટથી મોટે સ્વરે હસતો તુરત વેગા તો માહરી પાસથી ચાલતો થયો.

# પ્રકરણ ૬ ઠું.



તે પછીથી દરદીન વધતો આવતો મેને માટેનો માહરો પાક પ્યાર ખરાં સુખનોજ જાણે માહરી જીંદગીના બાળમાં એક સ્વપ્નો થઇ ગયો, અને તે સુખી દિવસોના તેટલાજ સુભાગ્ય કલાકો હું માહરી જીંદગીના છેક છેલ્લામાંછેલ્લા દહાડા સુધી ભુલી જઇ શકવાનો નથી. મને માહરા પ્યાર સિવાય બીજા એવા મોટા કોઇ બી પ્યારનો માહાવરો થયો ન હતો. માહરી માતાનો પ્યાર તો સમજ્યા જેવો હતો, અને માહરે ભાઇ બેહેન કે એવાં અંગત સગાં વાહલાં કોઇજ ન હતાં કે જેમના ચાહની હું ઉમીદ કરી શકું. એટલામાટે માહરી પ્રેમવંત મેનો એ મોહબતમય પ્યાર મને બેવડો સુખકારક સિદ્ધ થતો હતો, અને પછીથી તો તેજ જાણે માહરી જીંદગીનું એક જરૂરી જીવન થઇ પડયું !

પણ એમ કયાં તક ચાલે? મેના પાદરી પીતાનો વાંધો માહરી છાતીમાં સસરતો રહયો હતો. મેને માહરે જીતવીજ હોય તો માહરી કમાઇ ધમાઇથી ને જાહેરાતજોગી નામનાથી મેને લાયકનો થવા તેણે મને તાકીદ ફરમાવી હતી, અને ત્યારે જો કદી મેને માટેના માહરા પ્યારના એ સુખી સ્વપ્નાની મોજમાંજ મ્હાલતો હું ત્યાં પડી રહું તો આકેબત ફેર શું થાએ ?

એટલામાટે તે મધુરીથી એક વાર તો ફરજ્યાત અલગ થઇ જવાનુંજ મેં તુરત વેળા માહરાં મનથી નક્કી કર્યું. તે જ્યાં હોએ

ત્યાં રહીને હું કશું બી જીવ જેવું કરી શકું એમ હતુંજ નહીં. એ ઉપરથી મેની હરૂસે માહરા મરહુમ પીતાના એક મિત્ર જેઓ લશ્કરમાં વડા હતા તેમને મેં એક દિવસે અચણુચ દીલમાં વ્હારૂં આવી જવાથી કાંઇ નોકરીની આરજુમાં લખી ચાલ્યું. તે કેઇ ભલો માણુસ હતો. તેનું નામ જેનરલ ઓસ્ટીન હતું.

તેણે ઘણીજ માયાથી તે કાગળનો તુરત જવાબ કર્યો, અને એક ઘોડેસ્વાર રીજમીટ કે જે "રૅડ લાનસર્સ" ને નામે હજી બી ઓળખાય છે તેમાં તેણે મને શરૂઆતની એક જગ્યા અપાવી. તેણે, વળી, માહરે કઇ કઇ પરીક્ષા પસાર કરવી જોઇએ તેનો મને સંપુર્ણ ખ્યાલ આપ્યો, અને શરઆતના માહરા મોટા ખરચ તે નિભાવ માટે સો પાઉન્ડનો એક ચૅક વટીક પોતાની ગીરોનો તે કાગળમાં બીડી મોકલ્યો.

હું, તેથી, તેની એ ભલાઇ ને ઉદારતા જોઇ છક થઇ ગયો. આજે ભલાંની દુન્યાંજ કયાં છે? 'સાંઇ ગયા—સાંઇની શરમ લેતા ગયા' જેવો આ બેમરવત ને બેકદર જમાનો છે, અને તેથી જેનરલ ઓસ્ટીનની આ અપવાદરૂપી ભલાઇએ મને ખરેખર અજબ કરી નાંખ્યો.

"તાહરા બાપે તેના ચાલતા વખતમાં માહરી સાથ ઘણી કીંમતી ભલાઇઓ કરેલી છે," તે ઘરડો સરદાર મજકુર કાગળમાં મને લખતો હતો, "અને તેથી તેનો બદલો તેનાં મુવા બાદ તેના બેટા મારફતે અદા કરી શકવા માટે મને ઓર બી મોટી ખુશાલી હાંસલ થાએ છે. હવે તાહરામાં જે પાણી હોએ તે બનાવીને પાયરી

## જુદાઇ.



“હું તુંને પાક ખુદાની સમક્ષ પુકારીને માહરી પ્યારી પરણેતર કહીને જાઉં છું.”

દર પાયરી ચઢવા ને વધવાની અહીં તુંને પુષ્કળ તક મળશે. સારાં નસીબે એ રૅડ લાનસર્સ રીજમીટને હિંદુસ્તાન જવાનો હુકમ થઇ ચુકયો છે, ને ત્યાં કાંઇ ને કાંઇ ઝપાઝપીમાં તું નામના કરવાજ બેસશે તો જરૂર ઝલકી નિકળશે. મને તાહરી ઉલટમાં વિશ્વાસ છે. તેં એ નોકરીની આરજુ એવી કાકલુદી ને ઉલટમંદીથી કરેલી છે કે માહરી ખાત્રીજ છે કે ખંતથી ને ખુશીથી કામ લેઇ તું જલદીજ વધી જઇ શકશે, ને "કરનલ ગોરડન"ની માનવંત પદ્દી પાંમી તું યુરપ પાછો ફરશે ત્યારે હું જીવતો હોવશ તો હુંજ તને સલાંમ કરવા બંદર ઉપર હાજર થવશ."

એમ તે ભલા આદમીએ મને તે કાગળમાં લખ્યું હતું, ને તે કાગળે માહરાં જીગરમાં એક અજબ જેવી ઉલટનું એવું તો જોશ જમાવ્યું કે વ્હાલી મેને મુકીને એ નવી જીંદગીમાં યાહોમ જીપલાવા મને કશીજ આનાકાની થઇ શકી નહીં. નહીં કે હું મેના પ્યારથી ધરાઇ ગયો હતો; તે તો દાહાડો ઉગે તેમ જાણે માહરાં દીલમાં ઓર વધતોજ આવતો હતો, પણ હું જે જીવપર ખેડતો હતો તે એજ વ્હાલીને ખાતર—બલ્કે અમો બન્નેનાં ભલાં ખાતરજ હતું તો પછી હું હારી કેમ ખાઇ શકું ?

એમ કાંઇ બી તનપર ખેડવા કે જીવપર કરવા વના તો બીજો કોઇ ઉપાયજ ન હતો. મી૦ મીડલટને માહરી હાલની નોકરી ને હાલની સ્થિતીપર નિગાહ પોંહચાડી વ્હાલી મેનો હાથ મને સપુર્દ કરવાની ચોખ્ખી નાજ કહી હતી, અને ત્યારે અમો બન્ને અરસપરસના પ્યારની બુલંદી ને ઓસ્તવારીની હુંફમાં નાહક કુટાઇ મરયે

તેમાં કશી એ શાણપત ન હતી. એટલામાટે મેં જવાનું નક્કી કરયું હતું. તેણીના સકળ ગુણસંપન્ન પ્યારમાં મને દરેક ભરૂસો અને સંપુર્ણ વિશ્વાસ હતો, તો બીજું શું જોઇએ?

તે મોહોત સુધી મને સાચ્ચીજ નિવડશે એમ મને હદ વનાની ખાત્રી હતી. તે કેમ મને માહરી ગમે એવી જુદાઇ દરમ્યાંન બેવફા થશે? તે નીતી, નેકી, લાયકી, પ્યાર અને અશોાઇનીજ એક પુજ્ય પ્રતિમા હતી.

હું જઇને તુરતજ મેના બાપને મલ્યો, ને તે ઘરડા પાદરીને માહરી મકસદોથી માહીત કર્યો. તેણે, તે ઉપરથી, મને ચાંપીને શેક-હેન્ડ કરી, અને મને સાબાશી આપીને મુબારકબાદી ચાહી. "હવે તું પૈસા ને પદ્દીને પોંહચ્યા વગર રહેનાર નથી," તે ઘરડાએ કહ્યું, "ને હું તુંને દરેક ખાત્રી આપુંછ કે પછી માહરી મે તાહરીજ થશે."

પણ મીસીસ મીડલટનને માહરો એ એરાદો જરા થઇને ગમ્યો નહીં. હું તે કુટુંબનો એક હોઉં તેમજ ત્યાં હળી ગયો હતો, માટે મેની માતા ઠેઠ હિંદુસ્તાન જવાનો માહરો એરાદો સાંભળી હબતી ગઇ, અને તદન નાખુશ થઇ ગઇ. "તાહરી ઘણી નાદાંની છે, દીકરા," તેણીએ મર્ત ઉચાર્યું; "નસીબમાં હોય તો ઘરનાં આંગ-ણાંમાંજ નહીં મળે? દરયો દોહાવતો દુર દેશાવર જવાની તને જરૂ-રજ શું છે?"

અને મે પોતે? માહરો ભાગ્યોદય થાએ તે જોવાને તે અત્યંત ખુશી હતી, પણ વિયોગના ત્રાસથી તે પણ થથરી ગઇ. અમોએ તે નાચલા બાગમાં ઉતરીને તે દાહાડે તે વિશે કલાકો તક વાતચીત

કરચો કીધી. તેને જાણે કોઇ ભય યા ખરાબીનો ખટકો થતો હતો ! તે એ જુદાઇ ખમવાને માટે મેં ધારયું હતું તેટલી હીંમતથી તૈયાર થઇ શકી નહીં, અને મને ને મધુર લાડલીને હીંમત આપતાં છેક માહરા જીવનેજ પુછવું પડયું. આખર કરે પણ તે એક બે મહીના નહીં પણ બે ચાર વરસની કમમાંકમ જુદાઇ પુરવાર થવાનો દરેક સંભવ હતો, અને ત્યારે મધુરી મે હડબડી જાએ તેમાં અજાયબી શી ?

"માહરો જીવ તો બધો તાહરામાંજ ભરી મુકીને હું જવશ, મીઠી મે," મેં કહયું. "મને તાહરા પાક એતેકાદમાં દરેક એતબાર છે. વરસો વહી જશે તોબી તું તાહરાં પાક વચનોને સાચ્ચીજ સાબીત થશે."—અને એના જવાબમાં વ્હાલી મેએ જે તમામ ખાત્રી આવી જાએ એવો વિશ્વાસુ અને હીંમત આપનારો જવાબ મને કર્યો તે અત્રે ઉતારવાની કશી બી જરૂર છે?

ખરેખર તો અમો છુટાં પડતાં હતાં અને છુટાં પડવાને એકમત થયાં હતાં તેજ અમારા પરસપરના પૌઢ પ્યારનો એક મુસ્તકીમ પુરાવો હતો. એ પ્યારને ખાતરજ—જેમ બને એમ જલ્દી પરણીને સદા સુધીનાં એક થવાની મતલબથીજ—આ વિયોગનું દુઃખ અમોએ અમારાં તનપર ઉઠાવી લીધું હતું.

"હિંદુસ્તાન એટલું દુર છે!" મે માહરી છાતીપર માથું નાંખી દચકાં ખાતી રડતી હતી; "વળી લડાઇની નોકરીમાં મોહોતનો જોખમ કેટલો બધો માથે રહે છે! ઓ હેન્રી વ્હાલા, હું કેમ માહરા જીવને ધીરજ આપીને એ જુદાઇ ખમી શકશ?"

"કીરતાર તુંને તે ખમવાની હીંમત ને યારી આપશે," મેં

તેમાં કશી એ શાણપત ન હતી. એટલામાટે મેં જવાનું નક્કી કરયું હતું. તેણીના સકળ ગુણસંપન્ન પ્યારમાં મને દરેક ભરૂસો અને સંપુર્ણ વિશ્વાસ હતો, તો બીજું શું જોઇએ?

તે મોહોબત સુધી મને સાચ્ચીજ નિવડશે એમ મને હદ વનાની ખાત્રી હતી. તે કેમ મને માહરી ગમે એવી જુદાઇ દરમ્યાંન બેવફા થશે? તે નીતી, નેકી, લાયકી, પ્યાર અને અશોાઇનીજ એક પુન્ય પ્રતિમા હતી.

હું જઇને તુરતજ મેના બાપને મલ્યો, ને તે ઘરડા પાદરીને માહરી મકસદોથી માહીત કર્યો. તેણે, તે ઉપરથી, મને ચાંપીને શેક-હેન્ડ કરી, અને મને સાબાશી આપીને મુબારકબાદી ચાહી. "હવે તું પૈસા ને પદ્દીને પોંહચ્યા વગર રહેનાર નથી," તે ઘરડાએ કહ્યું, "ને હું તુંને દરેક ખાત્રી આપુંછ કે પછી માહરી મે તાહરીજ થશે."

પણ મીસીસ મીડલટનને માહરો એ ઇરાદો જરા થઇને ગમ્યો નહીં. હું ને કુટુંબનો એક હોઉં તેમજ ત્યાં હળી ગયો હતો, માટે તેની માતા ઠેઠ હિંદુસ્તાન જવાનો માહરો ઇરાદો સાંભળી હાલી ઇ, અને તદન નાખુશ થઇ ગઇ. "તાહરી ધણી નાહાની છે, ડેરા," તેણીએ મને ઉચાર્યું; "નસીબમાં હોય તો ઘરનાં આંગ-ણેથીજ નહીં મળે? હરગો હાદાવતો દૂર દેશાવર જવાની તને જરૂ-ર શું છે?"

કરયૌ કીધી. તેને જાણે કોઇ ભય યા ખરાબીનો ખટકો થતો હતો ! તે એ જુદાઇ ખમવાને માટે મેં ધારયું હતું તેટલી હીંમતથી તૈયાર થઇ શકી નહીં, અને મને ને મધુર લાડલીને હીંમત આપતાં છેક માહરા જીવનેજ પુછવું પડયું. આખર કરે પણ તે એક બે મહીના નહીં પણ બે ચાર વરસની કમમાંકમ જુદાઇ પુરવાર થવાનો દરેક સંભવ હતો, અને ત્યારે મધુરી મે હડબડી જાએ તેમાં અજાયબી શી ?

"માહરો જીવ તો બધો તાહરામાંજ ભરી મુકીને હું જવશ, મીઠી મે," મેં કહયું. "મને તાહરા પાક એતેકાદમાં દરેક એતબાર છે. વરસો વહી જશે તોબી તું તાહરાં પાક વચનોને સાચ્ચીજ સાબીત થશે."—અને એના જવાબમાં વ્હાલી મેએ જે તમામ ખાત્રી આવી જાએ એવો વિશ્વાસુ અને હીંમત આપનારો જવાબ મને કર્યો તે અત્રે ઉતારવાની કશી બી જરૂર છે?

ખરેખર તો અમો છુટાં પડતાં હતાં અને છુટાં પડવાને એક-મત થયાં હતાં તેજ અમારા પરસપરના પૌઢ પ્યારનો એક મુસ્ત-કીમ પુરાવો હતો. એ પ્યારને ખાતરજ—જેમ બને એમ જલદી પરણીને સદા સુધીનાં એક થવાની મતલબથીજ—આ વિયોગનું દુઃખ અમોએ અમારાં તનપર ઉઠાવી લીધું હતું.

"હિંદુસ્તાન એટલું દુર છે!" મે માહરી છાતીપર માથું નાંખી ડૂચકાં ખાતી રડતી હતી; "વળી લડાઇની નોકરીમાં મોહો-તનો જોખમ કેટલો બધો માથે રહે છે! ઓ હેન્રી વ્હાલા, હું કેમ માહરા જીવને ધીરજ આપીને એ જુદાઇ ખમી શકશ ?"

"કીરતાર તુંને તે ખમવાની હીંમત ને યારી આપશે," મેં

હીંમત આપીને કહયું, "ને તેજ દયાળુ ખાવીંદ તાહરે ખાતર મને ગમે એવી મુશ્કેલીમાં બી જીવાડશે. માહરો તાહરે માટેનો પ્યાર માહરાં જીગરમાં હૈયાત હોશે ને રેહશે ત્યાં તુલક માહરો જીવ માહરાં ખોલ્યાસાંથી કદી જુદો થઇ શકવાનોજ નથી એમ મને લાગેછે."

હું મોટી ઉમીદો દીલે વસાવી છુટો પડયો. કરનલ, કેપટન કે જેનરલની માનભરી પદવીઓ પામી મોટો નામદાર, વગદાર ને જરદાર પાછો ફરવાની ઉમીદો માહરાં દીલમાં ઘર ઘાલી બેસી ગઇ હતી, અને તેથી તેજ મકસદના તે મહાણુબને સખ્યારાઓ આપીને હું જવા તૈયાર થયો.

સર એલેક, જયારે મેં તેની નોકરી છોડી જવાની તેનાથી રજા માંગી ત્યારે, માહરાં મોંહ સાંમે જોઇને તુચ્છકારથી હસ્યો.

"વળી એ શું તાહરાં ભેજાંમાં બ્હારૂં આવ્યું?" તેણે કહ્યું. "લશ્કરમાં તે વળી તું શું નવું ઘોલીને ઘચ કરવાનો છે? એવી તાહરામાં લાયકાતજ શું છે?"

મેં કાંઇ જવાબ કર્યો નહીં. તે કમીનાના એ તુચ્છકાર માટે માહરો મુંગો ધીક્કારજ બસ હતો. તેણે મને શેકહેન્ડમાં અગો છુટા પડતાં હાથ વટીક આપ્યો નહીં, ને મેં તેનું નીમક ખાધું હતું તેમ પ્રમાણીકપણે તેના બદલામાં માહરી ખડતલ નોકરી આપી હતી, તો પછી તેનું ખાસકરીને માહરા ઉપર હેસાંન જેતું શું હતું?

અમારી રીજમીન્ટને મુંબઇ જવાનો હુકમ આવ્યો હતો, ત્યાંથી કલકતા થઇ ફોર્ટ માર્ટામાં અમારે મથક કરવાનું હતું. અને તે

મુજબ છુટાં પડવાની છેલ્લી સહાંજની અમારી મીલાકાતનું સુખ દુઃખ બયાંન કરવાની આએ કલમમાં જાણે તાકાત નથી. અમો કેવાં હેતવંતાં તોબી કેવાં ઘાએલ જીગરે મલ્યાં, કેવાં સાચ્ચા તોબી કેવા નાઉમેદ હાલે છુટાં પડયાં, અને છુટાં પડતાં સેવટ સુધી એક-મેકને સાચ્ચાંજ રેહવાના સતવંત એરાદાનાં કેવાં મુસ્તકીમ વચનોથી અમો જુદાં થયાં તે બધું બયાંન કરી અત્રે કેહવાની કશી જરૂર જણાતી નથી.

"હું તુંને પાક ખુદાની સમક્ષ પુકારીને "માહરી પ્યારી પરણેતર" કહીને જાઉંછ," મેં કહ્યું, "ને એક પરણેતરના પવિત્ર હક ને દાવાથી હું તાહરો હાથ માંગતો આયંદા અત્રે પાછો ફરવાની ઉમીદ રાખુંછું."!

ઓ તે ફીકકો, દુઃખી, આજોદં ચેહેરો! હું તેને મુકીને અલગ થયો તે વખતનો તે પ્યારો રડતો ચેહેરો માહરી આંખમાં તે પછી સદા રડમસ રમ્યા કીધો. જાગતાં કે ઉંઘતાં તે ચેહેરાની મીઠી મધુરી યાદ માહરાં મનથી એક ઘડી બી ખશ્તી નહીં. કેવા તેણે મને આશિષ આપ્યા હતા, કેવી રૂડી બંદગીઓ કરી લીધી હતી, કેવાં હેતથી તેના પાક પ્યારમાં સદા વિશ્વાસ રાખવાનાં વચનો આપ્યાં હતાં! આહ, ઓરત! ઓરત! હું કેમ નહીં કહું ને કાંએ નહી માંનુ કે તું મોહબત અને મરવતનુંજ એક હુબહુ મંદાર છે!

મેં જવા આગમચ માહરી માતાને પણ માહરો એરાદો લખી વાલ્યો હતો, અને તેનો જવાબ તુરતજ પાછો ફરી વલ્યો હતો, જે જવાબમાં તેણે મને માહરા એ ઠરાવ ને હીંમત માટે ઘણી સાબાશી

લખી હતી, અને વળી લાલચમાં વધારયું હતું કે એ નોકરીમાં જરદાર ને નામદાર થઈને તું જો પાછો ફરે તો તરત માહરી આગળ આવજે, અને હું તુંને ઘણે સારે ને મોટે ઘેર તેમ હશે તો પર-ણાવી બી આપશ, ને પછી આપણે બધાં પાછાં સુખી થઈ શકશું. ભોળીભાળી તે! તે બિચારી શું જાણે માહરા પ્યારની પવિત્ર કાંહાંણી?

---

## પ્રકરણ ૭ મું.

અમો મુંબઈ સલામતી સાથે પોંહચી ગયા, ને ત્યાંથી પછી કલકત્તા જઈને ફોર્ટ માઇડો ચાલુ મુકયું. તેજ માહરી ધીરજની પેહલી કસોટી પુરવાર થઈ. તાપનો તપોતો, તરસ ને ભુખથી એ મુસાફરીમાં અમો ઘણાજ હાડમાર થયા, મગર તે બધું માહરી મેન ખાતર! તેના બેહેસ્તના બાગ જેવા શુધ્ધ પ્યાર આગળ એ હાડ-મારી શી ગણત્રીમાં?

માંડ્યો, ને દરેક વર્તણુથી માહરા ઉપરીઓનું રૂડું મત છની રહેલો ચાલ્યો. સારાંશ, તે રીજમીટમાં આ કોઇ માહરા મ્યુરવ્વાત અને મિત્રોજ હતા.

મધુરી મે મગર, એ દરમ્યાન, માહરાં મનમાંથી જગ એ ખસતી નહીં. ગરમ રાતોમાં ચુપકીદીમાં ચકચક કરતા તારાઓ નિહાળતો હું માહરી મીઠી મેનાજ વિચારો કરતો ચોગાંણનાં ઘાસ ઉપર સાંજના કલાકો તક એકલો પડી રેહતો. હું કામ ચાહતો, કે જેથી મને કાંઇ બી નામના કરવાનો પ્રસંગ મળે, ને ખુદાની દયાથી અંતે તેવો કાંઇક જોગ થયો ખરો. આસપાસની ટેકરીઓપર કાંઇ ગોદીલી જેવું થવાથી હલ્લા બખેડા થતા રેહવાના સમાચાર અવારનવાર આવ્યા જતા હતા, અને તેવામાં તેજ તરફની એક દેશી રીજમીંટે મોહું માથું ઉંચકી બલવો કર્યો. અમો કાંઇ તેપર ધ્યાંન આપતે નહીં કેમકે ત્યાં બીજું દેશી લશ્કર પુરતું હતું. પણ એક સહવારે અચણુચ સમાચાર આવ્યા કે બંડખોરો ઇંગ્રેજને સામેજ ફેડાયા હતા. તે મુજીઓએ જાસ્તી માંથુ ઉંચક્યું હતું. તે તરફ રેલ્વેની એક નવી લાઇન નખાતી હતી તેના મેનેજરો ને ઉપરીઓ મળી ઘણુંક ઇંગ્રેજ કુટુંબો અમારા ફોર્ટ માઇલોથી થોડાક માઇલને છેટે રેહતાં હતાં. રાત ભર તેઓ તે મથકોપર ધસારો લઇ ગયા, ઘરબાર લુટી લીધાં, સ્ત્રીઓને સતાવી અને ઉપાડી ગયા, અને બચ્ચાંઓને કાપી નાખવા ઉપરાંત મરદોને બી રેંહેસી નાંખ્યા અથવા કોઇ કોઇને બચાવીને કેદ પકડી ગયા!

અને એ સમાચાર સાંભળતાં રેડ લાનસરોનું ગરમ લોહી

એકદમ તપી આવ્યું. તે પાકજાદ મોહોરદારોની બેઇજજતી ને નિર્દોશ બચ્ચાંઓની બેરેહેમ કતલના દેહેસ્તનાક સમાચારથી અમારાં લશ્કરનો એકેએક ઇંગ્રેજ ઉશ્કેરાઇ ગયો, ને પછી વડાઓના હુકમ મુજબ અમારે તુરત મેદાન પડવાનું નક્કી થયું.

જોતાં જોતાંમાં એ પછી ત્યાં બધો લડાયક મામલો જાહીર થઇ પડયો! બ્યુગલો ફુંકાવા માંડયાં, પરગમો વાગવા માંડયાં, તલવારો સુરજમાં ચમકવા લાગી, ને ઉશ્કેરણીની આગ તે શાંતીનાં મેદાનમાં એક લહેજામાં ભડકો લઇ જલતી થઇ ગઇ! કોઇને બી મોહોતનો ભય કે ખટકો તો જાણે થયોજ નહીં. એક બી ઇંગ્રેજ-બચ્ચાએ એવી નામર્દીનું કાયરપણું દેખાડયું નહીં. જે પવિત્ર બાનુઓ ખુહાર થઇ હતી અને જે લાઇલાજ બાળકો કતલ થયાં હતાં તેમનોજ ખ્યાલ અમને ઉશ્કેરણીથી ઘેલાં કરી દેવા બસ હતો!

વળી રસ્તે જતાં પણ આગલી રાતની ખરાબીની અમને અનેક નીશાણો મલી. એક બચ્ચાંનો પગ, એક મોતીની તુટેલી નેકલેસ વિગેરે વિગેરે જે મલતું ગયું તે આગલી રાતનાં તે કરપીણપણાંના પુરાવામાં અમને વધતું ઉશ્કેરતું ગયું. ખરેખર, તે કોઇ પશુ બચ્ચાંનો પગ બળેલો જોવાથી તે શુરવીર-સિપાહબચ્ચાઓની આંખોમાં બેઅખત્યાર આંસુ પણ ઉભરી આવ્યાં.

"માહરા શુરવીરો," અમારા કરનલે એ દરમ્યાંન પુકાર્યું, "આપણને સરબેસરબા હરીફો સાથ લડવું નથી પણ કમીનાઓપર કીનો લેવો છે. જે કરપીણોએ નિર્દોશ બચ્ચાં ને બૈરાંઓને રેંહસી નાખ્યાં છે તેઓ દોજખી દેવોજ સમજવા ઘટે છે, ને તેઓ-

ઓને વગર દયાએ તેમજ થાર મારવામાં કશુજ પાપ નથી."

અમને ધણો લાંબો ટપો તે હેરેમંદોની ભાળમા રખડવું પડયું, પણ અંતે પત્તો મળી ગયો. એક ખીણને નાકે તે કરપીણો પડાવ નાંખી પડેલા હતા, ને ધણીક ઇંગ્રેજી અબળાઓ તેઓ વચ્ચે કેદીની હાલતમાં કકલાત કરતી રહેલી હતીઃ અને એટલુંજ અમને ગુસ્સાથી ઘેલા કરી દેવા બસ હતું!

પણ તેમને મારવા કેમ? અમારા ધસારાની તેઓને બાતમી મલી ગયલી હોવી જોઇએ, કેમકે તે અબળાઓને બચાવની ઢાલ તરીકે એવી રીતે તે મુજીઓએ ગોઠવી દીધી હતી કે અમો જો ગોળીઓનો વરસાદ છોડયે તો તે બિચારીઓ પેહેલાં થાર મરયા વના રહેજ નહીં. "અંદર ધસી જાઓ ને પેહેલે બાંનુઓને બચાવો," અમારા કરનલે તે જોઇ તરત પોકારયું, ને તે ખચ્ચીત એક માહા મુસ્કીલ કારજ હતું. તે કાંઇ સો બસો આદમી ન હતાં. "ફીરંગીઓ" નાં રાજને ધીક્કારનારા સેંહેંકડો દેશીઓ તે રીજમીટમાં ભળી ગયલાં હોવાથી તે હથ્યારબંધ દેવોની સંખ્યા હજારોની થઇ ગઇ હતી, પણ કરનલનો હોકમ મલતાંજ, ફરતી તલવારોથી કપાઇને કડકા થઇ જવાની દરેક ફીકર છતાં, માહરી મેની યાદ કરી હું યાહોમ ઘોડો દપટાવતો પેહલો આગળ વધ્યો, ને માહરી પુઠે બીજા નજદીક સો ઘોડેસ્વારો તેમજ હીંમત કરી ધસી આવ્યા. આથી ઘણાક શત્રુઓ અમારા ઘોડાઓના પગ તળે કચડાઇ ગયા, અને અમારામાં ઘણાકો એક લેહેજામાં કપાઇ ગયા.

મને તો કીરતારેજ બચાવ્યો, ને મેં જઇને એક કોઇ અબળા!

બચાવીને મારી જીન પર નાંખી કે હું તરત પાછો બાહેર પડયો. ઘુમાતા, ચીચારાઓ ને કાપાકાપીથી તે આખું મેદાંન ધમધમી રહ્યું. માહરા ઘોડાંની રેકાબ પર બી કુડીબંધ હાથો હતા, ને મને કાપી નાંખવા બી કાંઇક તલવારો હવામાં ઘુમતી હતી. મેં એટલી તો સીફતથી હવામાં માહરી તલવાર ફેરવી કાપાકાપી વચ્ચે માહરો રસ્તો લીધો કે તે ખુનરેજીનો ખ્યાલ બી હું જાંણે આજે કરી શકતો નથી!

એ રીતે ઘણીખરી બધી અબળાઓને બચાવી લેવામાં આવી, ને પછી ગોળીઓનો મારો તરત શરૂ થયો. એવામાં મેં જોયું કે એક ઠેકાંણે નજદીક એક દજન બંડખોરો અમારા એક હમશરીકને ઘેરીને થાર મારતા હતા;—હું તેઓ વચ્ચે ઘુસી ગયો, ને મેં તેને બચાવ્યો.—પણ હું મુવો! હું એક ફટકાથી જમીનપર ગબડી ગયો, ને બધાઓએ જોયું ને માન્યું કે હું એકદમ ખલાસ થઇ ગયો હતો!

મને તે ફટકો આંખની આગલ કપાળ પર લાગ્યો, ને લોહીની નદી વેહવાથી હું ખરેખર તો બેસુધ તુટી પડયો હતો, પણ માહના મિત્રોએ તેમજ શત્રુઓએ મને બેજાન થઇને ઘોડા પરથી પડેલો માની લીધો ને પાછળથી તેજ સમાચાર ઠેઠ ઈંગ્લાંડ સુધી પોંહચવા પામ્યા! ખરેખર, ત્યાંનાં પેપરોમાં માહરૂં મોત નીચે મુજબ છપાએલું પાછળથી મેં વાંચ્યું છે:—

બચાવીને મારી જીન પર નાંખી કે હું તરત પાછો બાહેર પડયો. ઘુમાતા, ચીચારાઓ ને કાપાકાપીથી તે આખું મેદાંન ધમધમી રહ્યું. ઘેરા ઘોડાની રેકાબ પર બી કુદીબંધ હાથો હતા, ને મને કાંઈ ખબર બી કાંઇક તલવારો હવામાં ઘુમતી હતી. મેં એટલી તો થી હવામાં માહરી તલવાર ફેરવી કાપાકાપી વચ્ચે માહરો રસ્તો કે તે ખુનરેજીનો ખ્યાલ બી હું જાંણે આજે કરી શકતો નથી!

એ રીતે ઘણીખરી બધી અબળાઓને બચાવી લેવામાં આવી, પછી ગોળીઓનો મારો તરત શરૂ થયો. એવામાં મેં જોયું કે એક ઠેકાંણે નજદીક એક દજન બંડખોરો અમારા એક હમશરીકને ઘેરીને થાર મારતા હતા;—હું તેઓ વચ્ચે ઘુસી ગયો, ને મેં તેને બચાવ્યો.—પણ હું મુવો! હું એક ફટકાથી જમીનપર ગબડી ગયો, ને બધાઓએ જોયું ને માન્યું કે હું એકદમ ખલાસ થઇ ગયો હતો!

મને તે ફટકો આંખની આગલ કપાળ પર લાગ્યો, ને લોહીની નદી વેહવાથી હું ખરેખર તો બેસુદ્ધ તુટી પડયો હતો, પણ માહરા મિત્રોએ તેમજ શત્રુઓએ મને બેજાન થઇને ઘોડા પરથી પડેલો માની લીધો ને પાછળથી તેજ સમાચાર ઠેઠ ઈંગ્લાંડ સુધી પોંહચવા પામ્યા! ખરેખર, ત્યાંનાં પેપરોમાં માહરૂં મોહોત નીચે મુજબ છપાએલું પાછળથી મેં વાંચ્યું છે:—

"જવાન હેનરી ગોરડન. રૅડ લાનસર્સમાં ફોર્ટ માઇડા ખાતે કપાઇ મુવો. તેની ભારે બાહાદુરીનાં તેના ઉપરીઓ જબરજા વખાણ કરે છે, ને સરકાર ઘણીજ દીલગીરી સાથે એવા એક શુરાઆ જવાનનાં અકાળ મોહોતની પોતાનાં દફતરમાં નોંધ ઉતારે છે."

અને પ્રિય વાંચનાર, એ રીતે મને ઓળખતી આલમ જ્યારે મને મરણ પામેલો માનતી હતી, ત્યારે ખરેખર તો હું જીવતો હતો!

તે માહરી એફ્રાંમી વચ્ચે તે રણક્ષેત્રપર હું કયાં સુધી પડી રહ્યો તે હું જાણતો કે કહી શકતો નથી પછીથી મને એટલીજ ખબર મલી કે બળવાખોરો માર્યા જવા, કેદ પકડાવા ને ન્હાસી જવા પછી જ્યારે લડાઇ બંધ પડી, ને રેડ લાનસર્સવાલાઓ પોતાના કપાઇ મુએલા ગોદ્ધાઓનાં સબ ઠેકાણે પાડવા શાંતીને વખતે ત્યાં પાછા આવ્યા ત્યારે તે તરફ માહરી લાસ હતી નહીં. માહરામાં જીવ હતો એમ જોઇ ભારે રકમ માંગી માહરો છુટકારો આપવાની દયાનતથી મને એક ટોલકી ઉપાડી ગઇ હતી, અને તેઓને ત્યાં મહીનાઓ સુધી કેદીની સ્થિતીમાં પણ કેવળ અશક્ત ને બિમાર હું પડી રહ્યો હતો. તે ટોલકી ભમાતુ હતી ને જયાં જતી ત્યાં મને સાથેજ લઇ જતી. એક ગોરો કેદી તેઓની ટોલકીમાં હતો એ તેઓ પોતા માટે મોટું માનભરયું સહમજતા હતા! તેઓ માહરી સાથ કાંઇ ઘણા ઘાતકી ન થતા, પણ ગામેગામ મોટી ઉકમાઇથી તેઓ પછીથી પોતાના દેશીઓ આગળ માહરૂં પ્રદરશણ કરતા.

એમ બે આખાં વરસ વહી ગયાં.

બે આખાં વરસ કેદીની હાલતમાં—કે જયારે હું કયાં હતો ને કીઆ દેશોમાં ફરતો હતો તે વટીક હું જાણી શકયો નહીં. માહરી-પર સખતમાં સખત ચોકીપેહરાનો જાપતો રેહતો, એટલે માહરાં દુઃખની કોઇ માહરાં લાગતાંવળગતાંઓને ખબર આપવી કે તે છાવણીમાંથી નહાસી જવાની ઉમીદ કરવી તે તો વાતજ બેજા હતી!

એમ છતાં, આયંદે કીરતારે મને એક રાત્રે અણંધારેલી ન્હાસવાની તક મેળવી આપી, ને ત્યારે હું માહરો જીવ બચાવી ન્હાઠો. હું કયાં હતો તે મને ખબર ન હતી, મગર પાહાડો, ટેક-ડીઓ, નદી નાળાં ને ખીણ કુદાવતો હું જ્યાં જવાયું ને જેમ ચલાયું તેમ યાતોકળ પાંઉપ્યાદો ચાલ્યાજ કીધો. પાછો પકડાવાની ફીકરથી દિવસોની વખતે હું ઝાડીઓમાં છુપાઇ રેહતો, ને રાત્રે ધક્કાપછાડા ખાતો પાછો મુસાફરી કરતો. હું ભુખ્યો પેઆસો કેવો હેરાંન થયો તે વાંચનાર દયાથી ખ્યાલ કરી લેશે, અને વળી માહરાં કપાલ પરનો રૂઝ આવેલો જખમ વટીક મને રહયોસહયો નવેસરથી તે વખતે સતાવતો હતો. એમ ઘણીક હાડમારીઓ ને અત્યંત ફાંદેસાઓ વેઠી ઘણે ઘણે દાહડે હું મદ્રાસ પોંહચ્યો, અને ત્યાં પોંહચી મેં છુટકારાનો દમ એટલા માટે ખેંચ્યો કે માહારાથી હવે કાંઇ ની ઘર પોંહોંચવાનો માહરો રસ્તો થઇ શકે એમ હતું.

ઘર? વતન? સ્વદેશ? હા, તે પ્રિય યાદ! મને તે બધું હદ નાનું વ્હાલું લાગતું હતું, અને તે કોણને ખાતર? મેં આ બધું રમ્યું તે પણ કોણને ખાતર? મે, તહારે ખાતર! તહારી એક ઠી યાદને ખાતર!!



# પ્રકરણ ૯ મું.



મદ્રાસમાં મને ખબર મલી કે રેડ લાનસર્સ તો વેલાત ઉપડી ગઇ હતી, અને ત્યારે હું બી તેજ તૃષ્ણાથી એકદમ તણાઇ ગયો. મને બી માહરે ઘરજ પાછું ફરવું હતું. માહરે ફક્ત મેને મલવું હતું. તે શું કરતી હશે—તે શું ધારતી હશે—તે કેમ જીવતી હશે એજ છુપો રહી અને છુપો જઇ તપાસવાની તાપથી હું જળી ગયો. તે વ્હાલીને રૂબરૂ જોવા–વરસો પછી તે મીઠો મધુર અવાજ કાનોકાન પાછો સાંભળવા–એ તે પવિત્ર મુરતીને માહરી ગોદમાં દાબવા હું ઉમીદઘેલો થઇ ગયો.

હું જઇને મદ્રાસની એક રીજમીટના વડાને મલ્યો, ને માહરી કાંહાંણી કહી માહરાં પોતાવત માટે મેં તેની ખાત્રી કરી આપી તે ઉપરથી તે અત્યંત અજાયબ તેમજ ખુશ થયો, ને પછી યુરપ પાછો ફરવાની માહરી ધારણા જાણી તેણે એક મોટું ફંડ મને એક લ્હેજામાં કરાવી આપ્યું અને હું નિકળ્યો.

હું તો જરદાર ને નામદાર થઇને પાછો ફરનાર હતો, કે જયારે હાલ તો હું બીમાર, કાહેલી, કંગાલ ને જ્યાદા ખાખાવરખો હતો, પણ તેની બી મેં પરવાહ કરી નહીં. માહરો એકજ લોભ— એકજ આરજુ—એકજ મોજ તે મીઠી મેને હર્ષીત જીગરે મલવાની માત્ર હતી!

તે સુખી ઘડી પાસે ને પાસે ખેંચાતી આવતી હતી. અમારી

બોટ પાણીની પીઠપર પવનના વેગે દોડતી ચુરપ જતી હતી. દરેક મોજો, દરેક વાદળી, દરેક ચલકાનવાળું સુરજનું કીરણ મને તે પ્રિયાને પડખેજ પોંહોંચાડવામાં જાણે મદદ થતુ હતું. ઓ તે તરસ! રેતીનાં રણમાં પાણી વગર તનખતો એક મુસાફર વરીક પોતાની પ્યાસથી એટલો અધીરો નહીંજ પડયો હશે!

તે મને સાચી તો હોવી જોઇએ. તે મોહોબત ને મરવતનું માહરૂં મંદીર મને બેવફા થાએજ કેમ? બનેજ કેમ? તેનાં વચનનાં સુવચનો માહરા કાનમાં આજે બી જાણે તેમજ ગણગણ વાગી રહયાં હતાં. તે વાતને ત્રણ વર્ષ વહી ગયાં હતાં તો શું થયું? ત્રીસ વરસ થતે તોબી હું માહરા વિશ્વાસમાં દગમગતે નહીં— માહરી મે હતીજ તેવી ભલી, પ્રમાણીક ને પાક!

મને યાદ આવતું કે અમો છુટાં પડવાની આગલે દાહાડે તેણીએ મોહોતનાજ વિચાર કરયા હતા. "હું શું તમારી આગમચ મરવાની હોવશ?" તે પુછતી હતી; "ખુદા કરે ને તેમ થાએ!"

"કારણ?" મેં પુછયું હતું.

"કારણ કે તમારા પછી તમારા વગર હું જીવી શકું એમ મને લાગતુંજ નથી," તેણીએ જવાબ કર્યો હતો; "ઓ હેનરી વ્હાલા, જો તમારી આગમચ હું મરી જાઉં તો બેહેસ્તમાં બી તમારાજ પાક પ્યારનીજ આરજુ કરતી હું તમારે સારૂ ખોટી થાશ, અને જો ખુદા માહરી આગળ તમોને તેડી લીએ તો તમો બેહેસ્તનાં બારણાંમાં માહરી વાટ જોતા વિશ્વાસથી સદા માહરે સારૂ ખોટીજ રેહજો!"

' આએ રીતે તેણીએ મને સધ્યારો હીંમત ને ખાત્રી આપી હતી, તો પછી તે પ્યારીના પ્યાર માટે હું બેવિશ્વાસ કશો બી લાવીજ કેમ શકું ?

હું ડીસેમ્બર મહીનાની અધવચ્ચે માહરી સફરમાં હતો, ને ક્રિસમસ ટાંકણે માહરી પ્યારીની પનાહમાં પુગી જઇ ક્રિસમસ ઘણી મોજથી ગુજારવાની દરેક ગણત્રી કરી રહયો હતો. જાણે હું પુગ્યો બી--મેં એનું બારણું ઠોકયું બી--મેં મને મલી બી--ને અમે આગલી પાછલી વાતો કરી બી ખરી ! હું માહરા સ્વપ્નાઓ વચ્ચે એ રીતે બેજાર બેજાર ને બેકરાર બની ગયો. અંતે અમો કિનારે ઉતર્યા.

હું બદલાઇ ગયો હતો ને બદસુરતી બની ગયો હતો તેનું તો મને ભાનજ ન રહ્યું. માહરાં ખુબસુરત મોઢાં ઉપર એક મોટી દાઢી ઉગેલી હતી, ને માહરો પોશાક વિગેરે કંગાલ ને હાલહવાલ હતો. વળી પેલા કપાળપરના ઉંડા જખમનો લાલ સરેલો તે જખમની યાદ ને ઇઘાંણી સદા સુધી માટે છોડી ગયો હતો તે મને જયાદા બદસુરત બનાવતો હતો, પણ તેની બી મને પરવાહજ ન હતી. તે બધા વિચારો મને થયાજ નહીં. થાયજ શું કામ ?

હું લંડનથી પાધરો કોર્નસોર ગયો ને ત્યાંથી ગ્લેન પુગ્યો. તે ક્રિસમસ ડેની આગલો દિવસ હતો.

ગ્લેન જતાં તે ફાસ્ટ ત્રેન બી મને જાણે ધીમી જતી લાગતી ને હું ડ્રાઇવર પર ખુબ ખિજવાતો. ઓ, હું મોહોત સાથે બાથ ભીડી છુટ્યો હતો તે તે ફકત માહરી મધુરી મેને મલવા થકી હતું,

તો પછી માહરા અધીરા જીવને છેલ્લી ઘડીઓમાં ધીરજ તે કેમ ને કેટલી રહી શકે ?

મેં ટ્રેનમાં ઉતરી ઘણાક ઓળખીતા ચેહેરા જોયા, પણ કોઇએ બી મને તો ઓળખ્યોજ નહીં ને તેથી બોલાવ્યો નહીં, ને મેં થોભીને જાહીર થવાની દરકાર બી પણ કરીજ નહીં. મને વખતજ કયાં હતો ? મને તો, અલબત, તે તરફ સર્વ કોઇ સુએલો માંની ભુલી ગયાં હતાં—અને વળી મોહોત પાછળ યાદ કેવી ?

હું મેનાં ઘર તરફનો ઉતાવલો રસ્તો લેતો હતો, અને ગરમ આંસુઓથી માહરા ગાલ ધોવાતા હતા. તે હર્ષનાં ને શુગરગુજારીનાં આંસુ હતાં. ઘણે વરસે મલવા ને એકઠાં થવાની મોજનોજ એ માહરો હરખ હતો.

તે ન્હાનો, સાદો, સુઘડ બંગલો અંતે નજરે આવ્યો, ને માહરૂં હૃદય ઉછલીને મારે હરખથી માહરાં ગલાંમાં આવી ખુટયું. હું હવે જાણે ચાલી બી ન શકયો. વધતી ઉતાવળ કરતાં હું વિશેષ પાછો પડતો !

ફકત પાંચ મિનીટ ! વચ્ચેનું એક ખેતર ઉતરી આડકતરો તે બંગલાપર પોંહચ્યો કે મે મને મલનાર ને માહરી ગોદમાં દબાડનાર હતી. ઓ ખુશાલી !

હું તે બંગલાના દરવાજાપર અંતે પુગ્યો.

આગલું બારણું બંધ હતું, ને મેં તે નરમ અવાજે થોકયું, કે જયારે બારણું ઉઘાડવા આવતાં મેં કોઇ નરમ પગલાં સાંભળ્યાં. માહરૂં તનબદન બધું એ વખતે ધ્રુજતું હતું. માહરૂં હૃદય ધપકતું

હું પોતે સાંભળી શકતો હતો. માહરૂં મગજ ઘુમતું હતું, ને ગાલ ગરમ ગરમ થઇ આવ્યા હતા.

તે બારણું ઉઘડ્યું, પણ અરે, તે ઉંઘાડનાર માહરી તરસાતી આંખો જોવાની ઉમીદ કરતી હતી તેમ મે ન હતી; તે તો કોઇ ચાકરડી છોકરી હતી.

તે મને જોઇને કાંઇક બીહીધેલી ને તાજુબ થએલી દેખાઇ.

"તમો કોણ છેઓ ને અહીં કોણને પુછોછ?" તેણીએ બારણું પકડી રાખતાં પાધરો સવાલ કર્યો.

મેં જવાબ આપવા માંગ્યું, પણ માહરી જબાંન સીવાઇ ગઇ! હું કશું બી બોલીજ ન શકયો.

"બોલોની?" તેણીએ તરત પાછો તકાજો કર્યો, "તમો અત્રે શું માંગોછ?"

"મી૦ મીડલટન ઘરમાં છે?" અંતે મેં માહરી વાચા મેલવી જવાબ કર્યો—ને મને માહરો પોતાનો અવાજ નવતરો લાગ્યો!

"મી૦ મીડલટન?" તે પોરીએ તાજુબીમાં ચીસ પાડી કહ્યું; "તેઓ તો બિચારા મરી ગીયા, ને તે વાતને તો બે વરસ બી થઇ ગીયાં!"

હું સ્તબ્ધ થઇ ગયો!

"મરી ગીયા?" મેં હેરત થઇને પુછ્યું; "શાથી?"

"હાર્ટડીઝીઝથી; બેઠા બેઠા બિચારા અચણુચ ગુજરી ગીયા."

"વારૂં મીસીસ મીડલટનને મલી શકાશે?" મેં જરા વારે પાછું પુછ્યું.

"તેવણુ કોઇને મલતાંજ નથી," તેણીએ જવાબ કર્યો. "તદ્દન બીમાર ને કાહેલી થઇ ગયાં છે. બિછાંણેજ પડેલાં છે."

હું વધતો થથરી ગયો. હવે મેને માટે કેમ પુછું ને શું પુછું? તે ક્યાં હતી? તે અત્યાર સુધી બારણાં આગલની આ ગરબડ સાંભળી બાહેર કેમ ન દોડી આવી? શું તે તેની બીમાર માની પાસે હતી?

"હું એ બધા માઠા સમાચાર સાંભળી દીલગીર છું," મેં જેમતેમ શાંતી રાખી વળી જરા વારે જવાબ કર્યો. "વારૂં મીસ મે ક્યાં છે? તેવણુને જરા બાહેર બોલાવો તો?"

તે છોકરી જરા હસતી દેખાઇ.

"મીસ મે?" તેણીએ હસીને કહયું; "તે બાંનુ તો દોઢ વરસ થયું સર એલેકને પરણીને લેડી ગ્લેન થયલાં છે. તેવણુ તો મેહેલમાં છે; અહીં કાંહાંથી હોએ?"

આટલુંજ ઘણું હતું, ને તે ધાટકી શબ્દોએ મને જખેહુજ કરી નાંખ્યો! આખી દુન્યા એકજ પલમાં ભાગીને ભુકો થતી માહરી આંખ સાંમે દેખાઇ. તલવારની તીણી ધારથી બી વધારે કારી જખમો સાથે તે છોકરીને એમ બોલતાં સાંભળીને હું આરપાર કલેજાંથી વીંધાઇને કતલ થયો. ઓ ગજબ! તેણીએ કહ્યું તે શું ખરૂં હતું? તે શું બનવાજોગ હતું? તે શું માનવાજોગ હતું?

"તાહરી કંઇ ભુલ તો નથી, છોકરી?" હું ઘોરમાંથી બોલતો હોઉં તેવા ધારા ખોખારા અવાજે બોલ્યો, "તું મશ્કરી તો નથી કરતી?"

તે છોકરીએ ગુસ્સાથી ડોકું ફફડાવ્યું.

"જઇને જોઇ આવો," તેણીએ ટણકાથી કહ્યુ; "એથરસ્ટન હૉલ અહીંથી કાંહાં ઘણો દુર છે જે તેની વાત? લે ચાલો, મને બારણું બંધ કરવાનું છે."—અને હું તમ્મર ખાતાં મગજે બે કદમ પાછો હટ્યો, એટલે તે દયાહીણે માહરાં માથાંમાં ધપ દેઇને વાગે તેમજ વગર દયા કે દરકારે તે બારણું બંધ કરી લીધું.

હું કકલાત કરતો મેદાનનાં ઘાસમાં પડ્યો યા ખુદા, શું વફા-ઇની આ જેહાંનજ નહીં હોએ? શું સ્વર્ગ સિવાએ વફાઇ કેઠે વસ-તીજ ન હોએ?

પણ નહીં મનાએ. મનાએજ કેમ? મેં તે ચાકરડી પોરીની તે કરપીણ વાત માનીજ નહીં. તે પરણે અને તે બી વળી સર એલેક જેવા કપાત્રનેજ પરણે?

હું કક્લાત કરતો ઉઠ્યો, ને માહરી પુરી ખાત્રી કરવા સીધો "એથરસ્ટન હૉલ" તરફ ગયો.

તે દમામદાર મેહેલ જોતાં મને ત્રાસ થયો. શું માહરી મે ત્યાં હોએ? શું મે લેડી ગ્લેન બની હોએ?

તે હૉલના દરવાજાપર મને કોઇ અબળા મલી, ને તે માહરો લખાયલો ભીખારી જેવો અવતાર જોઇ બીહી ગઇ. "તમો કોણને પુછોછ?" એમ છતાં તેણીએ મને કાંઇક માયાથી પુછ્યું. "તમો કોઇ પરદેશી જેવા દેખાઓછ?"

"હા બાઇ," મેં જેહેમતથી કહ્યું—અને પછી સર એલેક ક્યારે ને કોણ સાથે પરણ્યો હતો તે મેં બેપરવાહીના દેખાવથી

આસ્તે આસ્તે સઘળું તેને પુછી લીધું.

તેણીએ બી બધા તેજ જવાબ દીધા. ટુંકમાં, પેલી પોરીની કહેલી દરેક વાત સાચીજ સિદ્ધ થઇ.

અંતે હું હાલ બેહાલ ત્યાંથી નિકળી ગયો, ને ભટકી ભમીને તે રાત માહા કકલાત વચ્ચે પુરી કરી. તે પછી બીજે દિવસે ક્રિસમસ ડે પડયો, ને ત્યારે મેં માહરી મધુરી મેને દેવળનાં ભિક્ષુકોમાં ભળી જઇને રૂબરૂમાં જોઇ તે આ વારતાની શરૂઆતમાં આપણે વીગતવારે વાંચી આવ્યા છીએ. તે પછી શું થયું તે વ્હાલાં વાંચનાર તમે જોયું. હું બેહોસ ને બીમાર થયો, ને સર એલેકના બાગબાન એબ-લનાં ઘરમાં મને આશરો મળ્યો, કે જયાં સાજો થવા પછી વળી તેજ ભલા આદમીએ સર એલેકનેજ ત્યાં પોતાના હાથ નીચે એક માલીની જગ્યા આપવાની મને ઑફર કરી!

અને ત્યારે હવે? શું માહરે એ નોકરી કબુલ કરવી? માહરી મેનો વાલી નહીં તો શું માહરે તેનો ખીદમતગાર ને માલી થવું? તેણીની રૂબરૂમાં રેહવા, તે કાંએ મને એમ બેવફા થઇ તેની બાતમી મેલવવા શું માહરે આએ નીચ નોકરી મંજુર કરવી? મગર એજ ખરો રસ્તો હતો!



# પ્રકરણ ૯ મું.



એ ઓરત! ઓરત! તું શું માયા અને અશોઇનીજ એક મુરતી છે? તું શું મોહબત અને મરવતનુંજ એક મંદીર છે? કેમ બને! માહરો અનુભવ, જે મેં ગયાં પ્રકરણમાં વીગતવારે બ્યાંન કરી કહેલો છે તે તો, વ્હાલાં વાચનારાંઓએ જોયું હશે તેમ, બીલકુલ જુદોજ સારાંશ સમજાવી આપે છે! એ શું બનવાજોગ હતું? એ શું માનવાજોગ હતું? જે માહરા મુવા પછી જીવીજ ન શકવાની વાત કરતી હતી- જે અશોઇ ને નેકીનીજ એક પ્રતીમા ને પુતલી હતી, જેના કરારો ને વિશ્વાસમાં સરબસર પાકીજગીજ વસેલી હતી, ને જેનાં બદનના એક સ્પર્ષથી પણ તે રેહતી ને વસતી હતી તેની આસપાસની હવા જાંણે પવિત્ર થતી હતી તે બાવફા અંતે એટલી એવફા થઇ કે માહરા જીવતાંજીવત મને હીણનાર ને ધિક્કારનાર માહરા એક શત્રુનેજ પરણી ગઇ?

માહરી મધુર મે! તે શું કરવા સર એલેક જેવા એક શ્રીમંત કમીનાને પરણી ગઇ હશે તેજ મને સમજાયું નહીં. તેને શું કોઇએ જોરજુલમથી પરણાવી હશે? શું તેને એ દુખભરી ફરજ પાડયામાં આવી હશે? દેખીતી રીતે માહરાં મોહોતના સમાચાર ફરી વલ્યા પછીથી થોડુંએક તે એમ પરણી હતી, તો શું માહરાં મરવાની તેણીએ વાટ જોઇ હશે? તે તો માહરા મુવા કેડે જીવીજ નહીં શકવાનું કેહતી હતી? તે તો મોહોત સુધીની ફીદાગીરી ને પાક ઓસ્ત-

માસ્તે આસ્તે સઘળું તેને પુછી લીધું.

તેણીએ બી બધા તેજ જવાબ દીધા. ટુંકમાં, પેલી પોરીની કહેલી દરેક વાત સાચીજ સિદ્ધ થઇ.

અંતે હું હાલ બેહાલ ત્યાંથી નિકળી ગયો, ને ભટકી ભમીને તે રાત માહા કકલાત વચ્ચે પુરી કરી. તે પછી બીજે દિવસે ક્રિસમસ ડે પડયો, ને ત્યારે મેં માહરી મધુરી મેને દેવળનાં ભિક્ષુકોમાં ભળી જઇને રૂબરૂમાં જોઇ તે આ વારતાની શરૂઆતમાં આપણે વીગતવારે વાંચી આવ્યા છીએ. તે પછી શું થયું તે વ્હાલાં વાંચનાર તમે જોયું. હું બેહોસ ને બીમાર થયો, ને સર એલેકના બાગબાન એબ-તનાં ઘરમાં મને આશરો મળ્યો, કે જ્યાં સાજો થવા પછી વળી તેજ ભલા આદમીએ સર એલેકનેજ ત્યાં પોતાના હાથ નીચે એક માલીની જગ્યા આપવાની મને ઑફર કરી!

અને ત્યારે હવે? શું માહરે એ નોકરી કબુલ કરવી? માહરી મેનો વાલી નહીં તો શું માહરે તેનો ખીદમતગાર ને માલી થવું? તેણીની રૂબરૂમાં રેહવા, તે કાંએ મને એમ બેવફા થઇ તેની માતમી મેલવવા શું માહરે આએ નીચ નોકરી મંજુર કરવી? મગર એજ ખરો રસ્તો હતો!



"પેહેલે જરા તુંને અસીકું લાગશે તો ખરૂં, સ્મીથ," તે કેહતો હતો—કેમજે મેં તેઓને ત્યાં માહરૂં નામ સ્મીથ કરીનેજ અડાવ્યું હતું. "પેહલાં જરા તુંને અસીકું લાગશે, પણ ગમ પડી જશે તો પછી મુશ્કીલ થવાનું નથી. તું ગમે એટલું છુપાવે, પણ મેં તુંને કહ્યું તેમ હું આદમીની જાત પારખી શકુંછ, ને તેથી હું જોઇ ને કહી શકુંછ કે તેં આગલ સારા દાહાડાઓ જોયલા હોવાજ જોઇએ; વાસ્તે માહરા દોસ્ત, તુંને એ મજુરીનું ને હલકું કામ કરવા પેહલી હરોલમાં ભાવશે તો નહીંજ, પણ એક વાર તખેહ થઇ જશે તો પછી કંઇ નહીં."

"તે હું કબુલ કરૂંછ," મેં તેને રાજી રાખવા એકમત થતાં કહ્યું; "પણ આજ ને આજ મેહેરબાનીકરીને મને મોટા બગીચામાં લેઇ જતા ના."

"તેની ફીકર નહીં," એઅલે હીંમત આપી; "આજે તો હું તુંને મેહેલનાં બાવરચીખાનાંની આસપાસની તરકારીની વાડીમાંજ કામ બતાવશ, ને પછી મામલો જોઇને આગલ વધશું."

મેં તેનું હેસાન માન્યું, ને બાગમાં પોંહોંચવા પછી તેણે તેજ બાજુએ મને થોડુંક કામ સોંપ્યું. એ રીતે જે આદમીને માહરા કરપીણમાંકરપીણ શત્રુ તરીકે હું માહરાં જાનોજીગરથી ધિક્કારતો હતો તેનીજ નોકરીમાં બીજી મરતબા હું તેની જમીનની ખેડણીની નોકરીમાં ઉતરી ગયો એ શું સરજતની થોડી અજાયબી હતી?

મેં ખરાં દીલની મેહેનતથી ત્યાં કામ કીધું, અને હું એ રવેસે ત્યાં રાકાયલો હતો તેટલાં સર એલેક તે બાજુએ આવીને માહરાથી

ચારીનાજ કસમો લેતી રહી હતી? શું તે માહરાં મુવા બાદ થોડુંક સુધી માહરી યાદને બી વફાદાર રહી ઇજ્જત આપી નહીં શકી?

પણ તે ખુશીથી પરણેલી હોએજ નહીં. સૌ કેહતાં હતાં ને મેં પોતે પણ નજરેનજર જોયું હતું જે તેણીની અદા સદાની શોકાતુર ને ગમખ્વાર હતી. તેને માટે સાહદે કદી બી કોઇએ હસતી સાંભળી ન હતી. તે હંમેશ એકાંત સાંધતી. તે એકલી પડવા ને પોતાના વિચારો સાથે એકલીજ બેસવા ઘણી રાજી થતી કેહેવાતી હતી, તો તે બધાંનો બાએસ શો? ખરેખર, આ એક ભેદી ઉખ્યાણું હતું. આ હીણાયલાં લગનમાં કાંઇ બી મોતેબર મોટો ને ઉંડો ભેદ હતો, ને મેને માટે સેવટનાં અનુમાનપર આવવા પેહેલાં તે માહરે શોહોધી કાઢવા ને તે નિર્ણય કરવા માહરી ફરજ હતી; તો તે બધા તામટા વિચારો કરીને માહરી વ્હાલીના બગીચામાં એક ખીદમતગાર માલી)ની નોકરી મેં નામંજુર નહી કરી તે પ્રત્યે શું માહરાં વાંચનારાંઓ કશી બી રીતે તાજુબ થશે?

વળતે દિવસે હું એબલ ભેગો ધડકતાં જીગરે ને જલી જતાં હૃદય સાથે માહરી એ નવી નોકરી પર ગયો. માહરી ઓશક અને ભતધસક, અલબત, પાર વનાની હતી. આ માહરે માટે એક તદન નાજ તોરનો કાંઇ જુદોજ અનુભવ હતો, અને તેમ છતાં ભલો એબલ તો માહરાં મનની મુજવણ જરા બી સમજ્યા વના તેની ટપટખોર રવેસે આખે રસ્તે ખુશમિજાજી બકવાત કરતોજ ચાલ્યો. તે જોતો ન હતો કે હું તેની એ ભેજાદુખણ મુતલગ સાંભળતો ન હતો!

તે એક ઘણોજ દીલપઝીર બાગ હતો. તેની આસપાસ ઉંચી દીવાલ ભરી લેવામાં આવી હતી કે જેથી તે બાંનુને પ્રિય થઇ પડેલાં તેણીનાં એકાંતમાં કોઇ બેઅદબ નજર જરા એ હરકત ન કરે. તેણીના પોતાના ઓરડાઓનાં બારણાં બારી એ બગીચામાંજ ખુલતાં હતાં, અને મોટા ઝુમખાદાર વૉલનટનાં ઝાડોથી તે બગીચાને છાંયડાવાલો ને ઠંડક આપનારો કરવામાં આવ્યો હતો. તે એક તમામ તરોતાજગીભરી જગ્યા હતી, અને એવી એક અસાધારણ ખુબસુરતીનાં તેજને બેસતી આવે અથવા વધતી ઝલેહ આપે એવુંજ તે એક ખુશનુદ ધામ હતું. તેમાં બેઠકો જગેજગ હતી, પણ એક મોટાં સીડાર ઝાડને છાંયડે લેડીશીપ માટે એક ખાસ ટેબલ અને થોડીક ખુરસીઓ ગોઠવેલી હતી. તે એ લેડીશીપનું ઘણુંજ માનીતું ખુણું હતું, અને નોકરનફરો કાનપર પડીને એકમેકને અવારનવાર કેહતાં સંભળાયાં હતાં કે એ ખુણાંમાં એકલી એકલી રડતાં ને મોતી સમાન આંસુ ખેરવતાં તેઓએ અચાનક કામેકાજે તેની નજદીક જઇ લાગતાં તેને ઘણી વાર પકડી કાઢી હતી! તેજ બાજુએ, વળી, તે ટેબલ ખુરસીની બોરદુમાં તેણીની ન્હાની બેબીને માટે એક ન્હાનું સ્ટુલ ગોઠવેલું હતું, જે પર હાલમાં બી હાથ પગ છુટા કીધેલી દેખીતી મોંઘી કીંમતની એક "ડૉલ" મોજુદ પડેલી હતી.

ત્યાં અમો દાખલ થયા ત્યારે તે બગીચામાં કોઇ ન હતું, અને તે છતાં જાણે સ્વભાવિક અદબની ફીકરથી અમો ઇજ્જતથીજ ત્યાં દાખલ થયા. લેડીશીપનો રોબ ને ટેકજ એબલ કેહતો હતો કે તે કીસમનો હતો. તે બધાં સાથે નમાની માયાળુ ને મીઠી હતી—

થોડેક છેટે એબલ સાથ વાત કરતો હતો. તે પોતાના ઓરડાની બાજુની "ફુરનરી" વિશે તેને કાંઇ કેહેતો હતો. મેં કાંઇ તેના ભણી જોયું નહીં પણ તેણે મને જોયો, અને એબલને પુછ્યું, "એ આએ ઝાડ જેવી મોટી દાહરીવાલો ઝાહરસ કોણ—પેલોજ કે ?"

એબલે હા કહી.

તે ઉપરથી તે માહરી પાસે આવ્યો, અને મને ઉભો થઇને માહરી ટોપીને આંગલી લગાડવીજ પડી. ઓ, તે દુખભરી સરજત!

તેણે સીગારનો મોંહમાંથી ધુમાડો કાઢતાં, ડોકું હલાવી, મુરબીગીરીથી માહરી સલાંમ મંજુર કરી.

"હું તમોને સાજા થયલા જોઇને ખુશી છેઉં," તેણે દમામથી કહ્યું; "એ માહરો બાગબાન ઘણો સારો માણસ છે. લેડી ગ્લેન બી તમારા પર ઘણાં મેહરબાંન હતાં. તેવણ તમારી ઘણી દયા ખાતાં હતાં."

"લેડીશીપનું માહરાપર અતીઘણું હેસાંન થયું, સર એલેક," મેં માહરી નાઉમેદી જેમ તેમ છુપાવી જેહમત સાથે જવાબ કર્યો; અને પછી માહરા મોટા છુટકારા વચ્ચે તે પાટલુનનાં ઉંડા ગજવાંઓમાં હાથ નાંખી ત્યાંથી બીડીનો ધુમાડો ફુંકતો આગળ ચાલ્યો.

"કાંએ, એ કામ તુંને ઠીક પડશે કેની ?" તે સ્હાંજે અમો ઘરે ગયા ત્યારે એબલે પુછ્યું.

મેં હા કહી, ને બીજે દિવસથીજ લેડીશીપના બગીચામાં કામપર જવાની મહારી ખ્વાહીશ જાહીર કરી. તે એબલને ઘણું ગમ્યું, અને, તેથી, માહરી માંગણી અનુસાર બીજે દિવસે મને લેડીશીપના ખાસ બગીચાનો હવાલો આપવામાં આવ્યો.

ચાંવ ઉભાતા હોવાની વાત!

"અહીં દેખીતું ઘણું કામ છે," એબલે જારી રાખ્યું. "આંઠેક દાહાડા તક તો ચાલશેજ ચાલશે.—હાલમાં આએ લૅાન ઉપર ફુલો રોપવાનું જારી કર. એ બધું પુરૂં થશે પછી તો રોજ તું એકેક કલાક એ બગીચાપર લેશે તો બસ થશે."—અને એમ કેહતાં મને માહરૂં કામ બતાવી અને થોડું આગળ રહીને શરૂ કરાવી છેલ્લે તે ત્યાંથી પોતાને કામે લાગવા બાહેર જતો રહયો.

હું હવે તે બગીચામાં એકલો પડયો.

એકલો પડીને "ઍથરસ્ટન હૅાલ"ને તેના પુર બાહારમાં હું જોવા લાગ્યો. તે એક દમામદાર અને ઘણો ફુશાદે મેહેલ હતો. તેના ઉંચા મિનારાઓ, ફુશાદે બારીઓ, ફરતા બગીચાઓ વિગેરેથી તે એક ખરેખરી સુશોભીત ઇમારત નજરે આંવતી હતી.

એબલ શું બકવાત કરી ગયો હતો તે મેં ભાગ્યેજ સાંભળ્યો હોએ! તે બોલતો હતો ને હું પાનછેરયો હલાવ્યા કરતો હતો. માહરૂં તો ઘક ધ્યાંન બધું માહરી મીઠી મેમાં ભરાયું હતું. તેને એક વાર ફરીને ધીરજથી ને ધ્યાંનથી રૂબરૂમાં જોવા માહરી તસતસ થઇ રહેલી ચશ્મો તરસતી હતી. હું તેનાસે હોઠ ઉંચાડીને એ વાત કરવા પાંમશ અથવા તો ગાયનના મીઠા સરોદ જેવો તેનો મધુરો સુસ્વર પાછો માહરે કાંને સાંભળવાને ભાગ્યશાળી થવશ એવી મને કશી ઉમીદજ ન હતી, પણ એક વાર રૂબરૂ ધીરજથી ને ધ્યાંનથી ફક્ત તેને જોઇને માહરા આજોર્દે જીવને કરાર આપવા હું ઉસ્કેરાઇ રહયો હતો. તે હવે બીજાની થઇ હતી—મને હીણનાર ને ધિકકારનાર માહરા તુમાખી

તે ધીમેથી બોલતી ને તાંણીને તો કોઇને કદી કશું કેહતી બી પણ નહીંજ, અને તે છતાં નોકરનફરો તેનાથી દમેલાં ને થથરેલાં રેહેતાં! તેણીની હાલચાલની ગંભીરતાજ ગોયા એ અદબ ને ઇજ્જત તેણીને માટે સૌને ફરજ્યાત કબુલ કરાવતી!

"આએ લેડીશીપની ઘણીજ માનીતી જગ્યા છે," અમે અંદર દાખલ થવા કેડે એબલ માહરે કાને લાગી કેહતો હતો. "એ બાજુની બેઠક આગળનું ઘાસ અવારનવાર ત્રીમ કરયાજ કરજે, ને ટેબલ ખુરસી સર્વે કાંઇ ઘણુંજ સફા રાખવાનું. વળી તેઓ અહીં વાંચવા આવે ત્યારે ત્હારે બનતાં સુધી તેવણની નજરે નહીં આવે તેમ દાંએબાંએ થઇ જવું. કોઇ વખત ચોપડી કે સીવવા ભરવાનું અહીંજ મુકીને ભુલી જાએ તો પછીથી તું મેહેલમાં જઇને તેઓને તે હાથોહાથ પાછું આપી આવજે.—પણ ઓ લેઓ, અહીં આએ ચીનઇ કુડાંનો ખુરદો થયલો દેખું!"—તેણે સીધી વાત પરથી આડો ઉતરી જતાં કહયું. "એ પેલી બેબીનાં કારસ્તાંન; પણ ખબરદાર, સ્મીથ, બેબી ગમે એવો બગાડ કે નુકશાન કરે પણ તું કંઇ જરા બી ચીરડાતો કે તેને ધમકાવતો ના. લેડીશીપને તે ગમશે નહીં. એ લેડીશીપનું ઘણું લાડકું ને વહાલું ફરજંદ છે. તે જ્યારે બી બાગમાં કંઇ ભાંજફોડનો બગાડ કે ઝાડપાનનું નુકશાન કરેછ ત્યારે લેડીશીપ સામાં હસેછ. કોઇજ વખત તેને જરા ધમકાવેછ; વાસ્તે તે બચ્ચાંને ધમકાવાનું આપણું કામ નહીં!"

હું ધમકાઉં?—માહરી મેનાં માનીતાં ફરજંદને હુંજ ધમકાઉં! કેમ બને? ભલો એબલ—તે શું બિચારો જાણે માહરાં દીલમાં દર-

ચીંચ ઉભાતા હોવાની વાત!

"અહીં દેખીતું ઘણું કામ છે," એબલે જારી રાખ્યું. "આંઠેક દાહાડા તક તો ચાલશેજ ચાલશે.—હાલમાં આએ લૅાન ઉપર ફુલો રોપવાનું જારી કર. એ બધું પુરૂં થશે પછી તો રોજ તું એકેક કલાક એ બગીચાપર લેશે તો બસ થશે."—અને એમ કેહતાં મને માહરૂં કામ બતાવી અને થોડું આગળ રહીને શરૂ કરાવી છેલ્લે તે ત્યાંથી પોતાને કામે લાગવા બાહેર જતો રહયો.

હું હવે તે બગીચામાં એકલો પડયો.

એકલો પડીને "ઍથરસ્ટન હૉલ"ને તેના પુર બાહારમાં હું જોવા લાગ્યો. તે એક દમામદાર અને ઘણો કુશાદે મેહેલ હતો. તેના ઉંચા મિનારાઓ, કુશાદે બારીઓ, ફરતા બગીચાઓ વિગેરેથી તે એક ખરેખરી સુશોભીત ઇમારત નજરે આંવતી હતી.

એબલ શું બકવાત કરી ગયો હતો તે મેં ભાગ્યેજ સાંભળ્યો હોએ! તે બોલતો હતો ને હું પાનછેરયો હલાવ્યા કરતો હતો. માહરૂં તો ધક ધ્યાંન બધું માહરી મીઠી મેમાં ભરાયું હતું. તેને એક વાર ફરીને ધીરજથી ને ધ્યાંનથી રૂબરૂમાં જોવા માહરી તસતસ થઇ રહેલી ચશ્મો તરસતી હતી. હું તેનાસે હોઠ ઉંચાડીને બે વાત કરવા પાંમશ અથવા તો ગાયનના મીઠા સરોદ જેવો તેનો મધુરો સુસ્વર પાછો માહરે કાંને સાંભળવાને ભાગ્યશાળી થવશ એવી મને કશી ઉમીદજ ન હતી, પણ એક વાર રૂબરૂ ધીરજથી ને ધ્યાંનથી ફક્ત તેને જોઇને માહરા આજોદેં જીવને કરાર આપવા હું ઉસ્કેરાઇ રહયો હતો. તે હવે બીજાની થઇ હતી—મને હીણનાર ને ધિકકારનાર માહરા તુમાખી

તે ધીમેથી બોલતી ને તાંણીને તો કોઇને કદી કશું કેહતી બી પણ નહીંજ, અને તે છતાં નોકરનફરો તેનાથી દબેલાં ને થથરેલાં રેહેતાં! તેણીની હાલચાલની ગંભીરતાજ ગોયા એ અદબ ને ઇજ્જત તેણીને માટે સૌને ફરજ્યાત કબુલ કરાવતી!

"આએ લેડીશીપની ઘણીજ માનીતી જગ્યા છે," અમે અંદર દાખલ થવા કેડે એબલ માહરે કાને લાગી કેહતો હતો. "એ બાજુની બેઠક આગળનું ઘાસ અવારનવાર ત્રીમ કરયાજ કરજે, ને ટેબલ ખુરસી સર્વે કાંઇ ઘણુંજ સફા રાખવાનું. વળી તેઓ અહીં વાંચવા આવે ત્યારે ત્હારે બનતાં સુધી તેવણની નજરે નહીં આવે તેમ દાંએબાંએ થઇ જવું. કોઇ વખત ચોપડી કે સીવવા ભરવાનું અહીંજ મુકીને ભુલી જાએ તો પછીથી તું મેહેલમાં જઇને તેઓને તે હાથોહાથ પાછું આપી આવજે.—પણ ઓ લેઓ, અહીં આએ ચીનઇ કુડાંનો ખુરદો થયલો દેખું!"—તેણે સીધી વાત પરથી આડો ઉતરી જતાં કહયું. "એ પેલી બેબીનાં કારસ્તાંન; પણ ખબરદાર, સ્મીથ, બેબી ગમે એવો બગાડ કે નુકશાન કરે પણ તું કંઇ જરા બી ચીરડાતો કે તેને ધમકાવતો ના. લેડીશીપને તે ગમશે નહીં. એ લેડીશીપનું ઘણું લાડકું ને વહાલું ફરજંદ છે. તે જ્યારે બી બાગમાં કંઇ ભાંજફોડનો બગાડ કે ઝાડપાનનું નુકશાન કરેછ ત્યારે લેડીશીપ સામાં હસેછ. કોઇજ વખત તેને જરા ધમકાવેછ; વાસ્તે તે બચ્ચાંને ધમકાવાનું આપણું કામ નહીં!"

હું ધમકાઉં?—માહરી મેનાં માનીતાં ફરજંદને હુંજ ધમકાઉં! કેમ બને? ભલો એબલ-તે શું બિચારો જાણે માહરાં દીલમાં દર-

હતી! અને તે છતાં તે હતી એ માહીતીજ જાંણે માહરી રગેરગ ને નસેનસમાં ખુશાલી ફેલાવી રહી હતી!

પણ એમ કેમ ચાલે? અંતે મેં ખાડી આંખે જોયું. તે મેજ હતી. તે હાલમાં લીલીના ક્યારાઓ વચ્ચે ફરતી હતી. તેનો ચેહેરો ખરેખરો શોકાતુર ને અદા ગંભીર હતો; અને તે છતાં આહ, તે ચેહરાની ચમક! તે ખુદાઇ નુરનું ખરી રીતે બયાંન કરવાને કદી કોઇ કલમ સમર્થ થનાર નથી.

તેણીએ જમીન પર પડતો એક સફેદ મજલીનનો ડ્રેસ પેહેડયો હતો, અને તેની ઉપર કીંમતી ક્રીમ કલરની રીબન અને સફેદ લેસ હતી. એ પોશાકમાં તે જાસ્તી શોભતી હતી.

તે એમ ફરતાં ફરતાં એક કમળનાં ફુલ ઉપર વાંકી વળી, અને ત્યારે તેનું મુખકમળ તે ખરાં કમળની અસલ્યાતને વટીક જાંણે શરમાવતું રહયું. તે એક દીલકસ મુકાબ્લો હતો, ને તે મને જોતી ન હતી તે તકનો લાભ લેઇ મેં તે મુકાબ્લો એકાગ્ર ચિતથી જોયો ને તપાસ્યો.



## પ્રકરણ ૧૦ મું.



તે આગળ કરતાં વધતી ખુબસુરત થઇ હતી. હું તેને છોડી ગયો ત્યારે તે એક જવાંન છોકરી હતી—હાલ તે તેની ચાલ ઢાલ

સગા સર એલેકની પરણેતર થઇ હતી, અને તે છતાં હજી બી મને તે પોતે તો માહરા જાનથી જયાદા હતી એ માહરાં બેનસીબ નસીબની કેવી કારમી સરજત હતી !

તે છેક બપોર પછીજ તે બાગમાં આવી. તેના ઓરડાને લગતું બારણું એક મોટા ખખડાટ સાથ ખુલ્યું. મેં જાણ્યું કે તે માહરી વ્હાલી મે હતી. તેના વગર કોઇ બીજું તે ખુલે ને એ તરફ આવે એમ હતુંજ નહીં.

માહરૂં જીગર હવે હું સાંભળી શકું તેટલાં જોરથી ધપકવા લાગ્યુ ! હું જીરેન્યમને ફરતો એક કયારો કરતો હતો તેવામાં તે આવી.

તે આવી.

તે આવી. જાંણે એક ફિરેસ્તાની ત્યાં આમદ થઇ હોય તેવી તેનાં આવવાથી તે આસપાસની હવામાં વટીક એક લેખે અશોઇની ખુશનુદી પસરી રહી. તેનાં નરમ ફુલ જેવાં પગલાં મેં બાગમાં આવતાં સાંભળ્યાં, અને તાજુબ કે જે પ્યારો, પનોતો, માનીતો મીઠો ચેહેરો જોવાને માહરી ચશ્મો આ ટીસમે તરસતી રહી હતી તે હવે આંખ ઉંચકી જોઈ લેવાની હું કેમે કરતાં મુતલગ હીંમત કરી શકયો નહીં ! એ મને એકાએક શું થયું હતું ?

મિનીટ પર મિનીટ ગબડી ગઇ, પણ મેં આસપાસ જોયું નહીં. મેં તો નિચી મુંડીએ ને ધ્રુજતે હાથે માહરૂં કામ કરયાજ કીધું. તેણે મને જોયો નહીં, ને જોયો હોય તો કશી પરવાહ કરી નહીં. ફકત તે એ તરફ હતી એ વાતની માહરી માહીતી ને ખાત્રી ઉપતરાં તેણીની હાજરીની બીજી માહરા કને પુરવારી એક બી નહીં

મીલકત હતી—માહરી નહીંજ! માહરો હવે એક હક એ મીલકત પર રહયો ન હતો.

પણ એ માહરી હીણભાગ્ય સરજત સાંમે હું ટકી શકયો નહીં. મેં જોયું કે એ દુખનો દેખાવ-જે મને એટલાજ કારી જખમો મિસાલનો હતો તે જોયા કરતો હું માહરો અદબ, ફરજ અને દાનાઇ એ સઘળું ભુલી જવશ—તેને ભેટી પડવા, તેને દિલાસો દેવા અને ચુમીઓથી તેનાં આંસુ ધોહી નાખવા માહરો જીવ તલપાપડ થતો હતો, અને તેથી હું ત્યાંથી ઉઠીને એકદમ બાહેર જતો રહયો.

તે આખો દિવસ માહરો એક દીવાનાનોજ અવતાર હતો. તે વ્હાલો રડમસ ચેહેરો માહરી આંખ આગલથી જરા થઇને ખસ્યો નહીં. તે કાંએ એટલી દર્દમંદ ને દુખી હતી તેજ મને સમજાયું નહીં. તે જો માહરે માટે એમ હજી સુધી વીલાપ કરતી હોએ તો એવી તે બાવફા દીલરૂબા મને અને માહરી યાદને બેવફા થઇ એવા એક કપાત્રને પરણીજ કાંએ હશે તેજ મને મુતલગ સહમજ પડતું ન હતું!

મગર સંજોગ ને સરજત જે કરે તે કોઇ નથી કરતું. માહરી ખુશાળી ને અજાયબી વચ્ચે બીજેજ દાહડેથી લેડી ગ્લેનને પોતાના એ માનીતા બગીચામાં કંઇ કંઇ ફેરફારો કરાવી લેવાનું મન થયું, ને તેથી નજદીક એક મહીના દાહાડાનું ખાસ્સું મજાહનું ત્યાં કામ નિકળ્યું. તેણીને ઘણાક કયારાઓ ફેરવાવી લેવાનું અને ચોકકસ ઠેકાણે નવીન કયારાઓ કરાવી લેવાનું સુઝયું અને ગમ્યું, અને એ રસ્તે હવે તેણીની નજીક ને નજીકજ રેહવાનો જાણે માહરે માટે એક

સુભાગ્ય સંજોગ બની આવ્યો.

તે ઘણુંકરીને એકજ તોરથી કામ લેતી થતી.-સિવાય કે કોઇ દહાડે તે સહવારે નાસ્તા આગમચ જો બાગમાં આવી જતી તો પછી આખો દહાડો ત્યાં પાછી ફટકતીજ નહીં. તેનાં નરમાસભરયાં પગલાંમાં હું તો હંમેશ એક જાતની અશાંતી જોતો, અને તેની સ્વપ્નવત આંખ્યો, બીડેલા હોઠ, મુઠ્ઠી વાલેલા હાથ અને એ વતરોગે એકથી અનેક શાહદતો પુરવાર કરવાને મોજુદ અને બસ હતી જે તે મધુરી બાળા તે પરણ્યા સંસારમાં પુરતી અસુખી હતી.

વળી કોઈ કોઇ બપોરે પોતાનું સીવવા ભરવાનું કામકાજ અને ચોપડીઓ લઇને તે બાહેર આવતી, ને પેલાં સીડાર હેઠલની પોતાની બેઠકપર બેસતી. એ વખત હુ કાંઇ ખસુસ તેણીનું ધ્યાન ખેંચાય તેમ તેના રસ્તામાં આવતો નહીં, પણ દુરથી જેમ એક કાલજીવંત માવતર પોતાનાં પ્યારાં બચ્ચાંની પાસબાની કરે તેમ તેને જોયા કરતો, ને તેની ચોકી કરતો !

એક દાહડે તે છેક સાંહજે બાગમાં આવી. એ વખતે ઘણાંક ખરી પડેલાં પાતરાં ને કરમાઇ ગયલાં ફુલોના ઢગનો બોજ ઉપાડીને હું બાહેર લઇ જવાની તૈયારીમાં હતો, અને તે વખતે તે આવી ત્યારે તે તેણીના ઇવનીંગ ડ્રેસના દેહેરાથી મોહ પામી હું જાણે છેક બેબા-ખરો—ભાંણભુલો થઇ ગયો ! તેની ગોરી નગ્ન ગરદન ઉપર હીરાનો એક હાર ઝલઝલ થતો હતો, ને સફાઇથી બાંધેલા તેના સુંવાલા ચલકતા ભરાવદાર બાળમાં હીરાનો એક સ્ટાર રોશની મારતો હતો. ને આગે વખત પાધરી માહરી પાસે આવી.

• "જરા જોવોની," કાંઇ બાગમાં સારી રીતે ખીલેલા ગુલાબ છે?" તેણીએ પોતાના વાંસલી જેવા મીઠા મોહક શરોદે સરેસ્તાની નરમાસ ને મીઠાસથી કહયું—અને આહા, છેલ્લાં અમો મોહોત સુધીની ફીદાગીરીનાં અરસપરસનાં વચનોની આપલેથી છુટાં પડયાં હતાં તે પછીના આ તેનાં પહેલાજ સુવચનો હું શ્રવણ કરતો હતો!

હું તે ગુલાબો સોહધવા દોડતો હતો, કે જ્યારે તેણે મને થોબાડી કહ્યું, "તમોને નહીં મલે તો એબલને પુછજો. તે માહરો ટેસ્ટ જાંણેછ. મને કેવાં ગમેછ ને જોઇએછ તે તેને ખબર છે. તે તમને સોહોધી આપશે."

હું જવાબમાં નમ્યો.

એબલ કે બીજો કોઇ બી એ માહરી માનીતીનું કામ કરે તે માહરૂં અદેખું જીગર કેમ રજા આપે? મેં પોતેજ, તેથી, તેને ગમતા ગુલાબોનો એક ઝુમખો એક તડાકે તૈયાર કર્યો, ને તેનો એક દીલજીત તુરો બનાવી તેની નજદીક લઇ ગયો, જે તેણીએ હસીને એક મધ જેવાં મીઠાં "ઠેંક યુ" સમેત પોતાને હાથ લીધો. તાજુબ એટલુંજ હતું કે એ દરમ્યાન હમણાં કે એ આગમચ તે મુતલગ માહરા ચેહેરા ભણી જોતી ન હતી! તે વાત કરતાં બી બનતાં સુધી નજર મારાપર ફેડવતીજ નહીં.

તેણીને તે ગુલાબોની ગોઠવણ ઘણીજ ગમી. "ઘણી સરસ રીતે તુરો બનાવ્યોછ," તેણીએ મીઠાસથી કહ્યું; "તમેજ બનાવ્યો કે?"

મેં નમીને હા કહી. ઓ, જો તે જાણતે કે એ તેની ખીદમત કરનાર અને તેને હા કેહનાર પોતે કોણ હતો!

મેં જોયું હતું કે તે દાહડે હૉલમાં કાંઇ ખાણીપીણી હતી, ને તેથીજ તે સ્હાંજે તે માહરી વ્હાલી એટલી બણીઠણીને તૈયાર થઇ હતી; અને તેથી તે રાતના તેના ઠઠેરામાં ભભુકદાર રોશણીના ભરાવામાં તેને એક નજરે જોઇ લેવાનો માહરો લોભ હું માહરાં દીલમાં સમાવી શક્યો નહીં. એ ઉપરથી તે રાત્રે હું એબલ અને નેલીની નજર ચોરાવી છુપાછુપ પાછો હૉલ તરફ એક હેરયું લઇ આવ્યો.

નસીબે મને યારી આપી. હું જઇને બાગમાંનાં એક મોટાં ઝાડને ઓથે અંધારાંમાં એવી રીતે છુપાયો કે ડૂંઇગરૂમને લગતા ફરતા વરંડાની બારીઓમાંથી અંદરનો તમામ દેખાવ હું ખુલ્લેખુલ્લો જોઇ શકતો હતો; અને ત્યાં છુપ્યો ઉભો રહી મેં તે માહાણુબને તે મેલાવડાનાં પ્રમુખસ્થાને એક રાણીના રોબ અને દમામમાં માહલતી જોઇ, કે જયારે માહરો આપેલો પેલો નાપલો ગુલાબનો મધમધંતો તુરો તેણીએ પોતાની છાતીમાં ખોસ્યો હતો એમ જોતાં માહરા જીવમાં ઓર બી મોટા સંતોશનું નવું જીવન બરપા થયું. તેણીના કાનમાં અને ગલાંમાં ઝગઝગીત હીરાઓ ઝલઝલી રહયા હતા, અને દીવાની રોશણીમાં તે કાંઇ એટલી બધી તો મનોહર નજરે આવતી કે જુવાન્યાઓનાં ટોળેટોળાં તેની પુઠેપુઠ ભમતાં હતાં, અને તે જ્યાં જતી ત્યાં નજર દોડાવતાં રહયાં હતાં તે જોઇ હું કશીજ રીતે તાજુબ થયો નહીં.

તાજુબ થયો નહીં મગર અદેખો તો થયો. અરે, એ માહરો દક—એ માહરી નજરનો શીકાર—અને તેની ને માહરી વચ્ચે

સરજતે કેવો દયામણો ને ડરામણો ફેરફાર કરી મેલ્યો હતો ! મેં એક ઉંડો નિશ્વાસ નાંખ્યો.

તે બધાંસે મલતી ને નરમાસથી વાતચીતો કરતી હતી–પણ આહા, પેલી તેની આંખની હેઠાંણમાંની ગમી તો તે ભભુકદાર રોશણીમાં બી એક રોશણ ચેરાગ જેવીજ પ્રગટ જણાઇ આવતી હતી. તે શું ત્યારે આ બધી ખુશીના ઢોંગ માત્ર કરતી હતી, ને બાતેનમાં જખમી અને દુખીજ હતી ? બીજી અબળાઓ જુઠા જુદા ઢોંગથી હસવું ન આવે ત્યારે બી ચીચ્યારીઓ પાડી હસતી સંભળાતી હતી, પણ મીઠી મેને તે રાત્રે વટીક કોઇએ જરા બી મોટે સ્હાદે હસતી સાંભળી નહીં !

તેને એ દરમ્યાંન કોઇએ ગાવા કહ્યું, ને તે જઇને ત્યારે પ્યાનાપર બેઠી; પણ આહા, ત્યારે બી શોકાતુર શરોદે "ગુમ થયલું ગોહર" એ નામનો એક "પીસ" તેણીએ વિજળીની ઝડપે પોતાનાં નરમ ફુલ જેવાં આંગળાઓ પ્યાનાની ચાવીપર દોડાવીને એવું તો એક દીલજીત ગાયન વગાડયું ને ગાયું કે હુંજ નહીં પણ તે આખી મિજલસ ખરાં દીલની આફ્રીનમાંજ હલમલી રહી.

ઓ, મેં જોયું કે તે માહરેજ માટે ગાતી હતી ! માહરૂં હૃદય શાખ પુકારતું હતું કે તે મને મુતલગ ભુલી જઇ શકીજ ન હતી, ને એકથી એક હજાર પ્રત્યક્ષ પુરાવાંઓ તેણીના સમાગમમાં આવ્યા કેડે હું હાલતાં ચાલતાં એ બાબે જોઇ શકતો હતો. એથી વધારે શું જોઇએ ?—અને ત્યારે મેં કકલાત સાથે માહરાં જીગરને પાછું ને પાછું પુછ્યું કે તે સર એલેક જેવા એક અધરમીને ત્યારે પરણીજ

શું કરવા હશે? તેના પૈસા કે પદવી માટે તો હોયજ નહીં? કદી નહીં. તેણીને પૈસા કે પદવીની તુંભા હતીજ કયારે? અને એ લગનમાં ત્યારે કાંઇ બી બીજો જુદોજ છુપોજ ઉંડો ભેદ હોવો જોઇએ, ને તે શો હોવો જોઇએ તે જાણવા માહરૂં જીગર ચીસ પાડી કલ્પાંત કરતું રહ્યું હતું.

બીજી સહવારે હું સકાલે માહરી નોકરીપર પાછો હાજર થયો. મને તે આગલી આખી રાત જરા જપ વળી કે ઉંઘ આવી ન હતી. માહરી માનીતી મને મુવેલો માનવા છતાં હજી મનેજ ચાહતી ને માહરે માટેજ શોક કરયા કરતી હતી એ વાતની ખાત્રી ને માહીતીથી માહરૂં તો જાણે બસ હવે માથુંજ ફરી ગયું હતુ. ખરેખર હું ઘેલોજ ન થઇ ગયો એ એક મોજેજો થયો!

તે દાહાડો ખુશનુમા અને તડકાંવાલો હતો, મગર ગઇ રાતની જેહેમત ને પરોણાગતની થાક પછી વ્હાલી મે આજે બાગમાં આવે એ વિશે હું ઘણો શંકાશીલ હતો. કદાપી નહીંજ આવે; પણ નહીં. બપોર પેહેલાં પેલું માહરૂં તે માનીતું બારણું પાછું ખુલ્યું, ને માંહરી માનીતી મે પોતે બાગમાં આવી હતી તે વાતની માહીતીથી માહરે સાથેનો સુર્ય, વાદલાં, હવા અને ફુલો વટીક જાણે વધતાં ખુશનુદ ને તેજસ્વી બનેલાં મને લાગ્યાં.

તે પેલાં સીડાર નિચેની પોતાની બેઠક પરજ ગઇ નહીં. તે બાગમાં લટાર લેતી રહી, ને માહરી ઘણી અજાયબી, ખુશાલી ને ગભરાત વચ્ચે ફરતી ફરતી તે આજે પણ પાછી માહરી પાસે આવી. હવે? હવે મને લાગતું હતું કે માહરે સદા છુપ્યો રેહવામાંજ મારી

સલામતી અને તે વ્હાલીનું સુખ સમાયલું હતું. માહરે જાહીર થવા માટે હવે ખરેખર ઘણું મોડું થયું હતું. હવે તે બીજાની થઇ ચુકી હતી તો માહરે જાહીર થઇ શું સાર કાઢવાનો હતો? ઓર તેથી કોઈ નવો અનર્થ ઉભો થવાનું સંભવતું હતું! તે મને મુવેલો માની આટલી દુખી હતી તો મને હૈયાત સાંભળી કેટલી વધારે રંજ પાંમે? મેં, તેથી, માહરો ભેદ છુપાવવાનોજ પવિત્ર કસ્દ કરી મેલ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

તે માહરા પાસે આવી.

મેં, એમ છતાં, આંખ ઉંચકી તે દીલજીત મુખડા સામું જોવાની હીંમત કરી નહીં. હું હીંમત કરી શકયોજ નહીં. મેં નિચી મુંડીએ કામ કરયા કીધું, કે જયારે મુરબીગીરીના દયાળુ તોરથી તે માહરૂં કામ જોતી ને તપાસતી એકાદ પલ ત્યાં થોબી.

"ક્રીસમસ ડેને દાહડે દેવળમાં બીમાર થયા હતા તે તમેજ?" તેણીએ તે પછી મને ઘણીજ માયાથી પુછ્યું; "મને ખબર નહીં. મેં તો આજેજ સાંભળ્યું."

હું હવે તાબરતોબ કામ પડતું મેલી ઉભો થયો, ને અદબથી માહરી ટોપી હાથમાં લઇ તેના સમક્ષ ખડો રહયો.

"હું તમોને સાજા થયલા જોઇ ઘણી ખુશી છું," તે માહા-

બુએ મમતાથી કહ્યું; "હવે તમોને કેમ લાગેછ?"

"હું સારી પેઠે છું, માહરાં લેડી," મેં ધીમે ધ્રુજતે અવાજે જવાબ કર્યો.

"તમોને દેવળમાં બીમાર થયલા જોઇ માહરો જીવ બલી ગયો હતો," તેણીએ પાછું કહ્યું; "તમારાં શું અત્રે કે કેઠે કોઈ સગાં વાહલાં છેજ નહીં?"

એ તે દયાલુ દીલ! તે મીઠા હોઠ કે જે એક દેખીતા મુફલીસ નાવારીસ માટે પણ આટલી બધી કદરદાંની જાહીર કરતા હતા!! એવી એકના પગપર નિસાર થઇ મરવામાં બી મને લાગ્યું કે મોજ હતી!

મેં ના કહી, અને માહરાં કોઇ સગાં વાહલાં ન હતાં એમ સાંભળી તે ઘણી અજબ અને દીલગીર થઇ.

"તમે આટલી મોટી બીમારીમાંથી તરતનાજ ઉઠેલા છેઓ તો ઘણી મેહનત કરતા ના," તેણીએ કહ્યું. "હું એબલને બી એ વિશે કેહવશ."

આએ કેટલી બધી મેહરબાંની! મેં માહરી શોકાતુર આંખો ઉંચકીને, તેથી, તેના ભણી આતુરતા સમેત જોયું, ને અમારી આંખસે આંખ મલી. એ વખત તે ચોંકી. તણે માહરી આંખમાં અચબુચ એ શું જોયું?

"તમે મને બીહીધરાવી," તે વ્હાલીએ ફીકકું હસીને કહ્યું; "તમારી આંખમાં આગલ હું એક ગ્રહસ્થને ઓલખતી હતી તેવ-ણુનીજ આંખનું કંઇ એટલું બધું તો એકમલતાપણું હું તો

જોઉંછ! તમારૂં નામ શું?"

"જૉન સ્મીથ, માહરાં લેડી," મેં માનથી પણ મનથી કાંઇક ગભરાતાં જવાબ કર્યો.

"તમે હંમેશ આએ તરફનાજ રહીશ છેઓ?"

"નહીં જી, હું કંઇ જાથુકનો આએ તરફનો રેહવાસી નથી."

"ઘણું અજબ જેવું;" તે અરધું મોટે પટપટી;—"આંખમાંજ નહીં પણ અવાજમાં વટીક હું તે હુબહુ એકમલતાપણું જોઉંછ! તેવણ બિચારા બેહેસ્ત પામ્યાછ. જાણે તેજ આંખ ને તેજ અવાજ!"

હું શો જવાબ દઉં? હું ચુપ ઉભો રહયો. હું જો બોલતે તો માહરૂં પ્યારથી ઉભાતું દીલ ખાલીજ કરી દેતે!

"દુન્યામાં કેવાં અજબ જેવાં એકમલતાંપણાં બી બાજે વખત થઇ શકેછ," માહરો ચેહેરો કાંઇક વધારે ધારી ધારીને જોતાં તે બોલી—અને પછી પેલો કપાળપરનો કાપ જોઇ તે જરા વધતી ચમકી.

"તમે શું લશ્કરમાં કેથે નોકરી હતા?" તેણીએ વધતી તાજુબીમાં પુછ્યું.

મને હા કેહવા ફરજ થઇ પડી!

"કેઇ રીજમીટમાં? આએ કપાળપરનો જખમ શું કોઇ લડાઇમાં થયો હતો?"

"હા જી."

"કાંહાં?"

"હિંદુસ્તાનમાં."

"હિંદુસ્તાનમાં ?" તેણીએ વધારે ગભરાતથી કહ્યું; "ઓ, મને કેહો કે તમે કેઇ રીજમીટમાં હતાં ? માહરા એક ફ્રેન્ડ એક રીજમીટમાં હિંદુસ્તાનમાં કપાઇ મુવેલા છે તેથી પુછુંછ."

મેં જોયું કે આમ તો ભડકો ફુટી જયાવના રેહનારજ નથી, માટે વળી પરીણામો સારૂ કુજી મેં ફક્ત ઉડાવનારા જવાબ આપ્યા. તે પોતાનો ટેક, દમામ અને દરજ્જો એ દરમ્યાન માહરા જોડે વાત કરતાં જાણે ભુલી ગઇ હતી, પરંતુ તે તરતજ પાછી હોશમાં આવી. તેણીને લાગ્યું કે એક ન્હાના બાગબાન જેવા સાથ આટલી બધી હદ સુધી ને આટલો લાંબો વખત તક વાત કરતી થોબવાનું તેના દરજ્જાની એક લેડી માટે નબોજું હતું, માટે તેણીએ હવે ટુકું કરતાં કહ્યું, "હું તમારે માટે ઘણી દલગીર છું. તમે દેખીતી રીતે ઘણી હાડમારીઓ ખમી છે."—અને પછી પોતાની "પર્સ" કાઢી તેણીએ એક સોનાનો સૅાવરીન માહરા હાથમાં મેલ્યો. "તમોને તમારી બીમારીથી ઘણો ખરચ થયો હશે," તે મીઠી માહાણુએ કહ્યું; "આએ લેઓ."—અને. તે ચાલી ગઇ.

તે ચાલી ગઇ, કે જયારે માહરાં જીગરનાં ઉંડાંણથી નિકળેલી એક હાએ સુભાગ્યે તેણીના સાંભળવામાં આવી નહીં.

તેનો આપેલો તે "સૅાવરીન" આજે ણી હું માહરાં ઘડયાળના છેડામાં પેહેરૂં છું. તે એ વ્હાલીની નરમાસ ને માયાના એક મુસ્તકીમ પુરાવા તરીકે માહરી જીંદગીના છેડા સુધી સાચવી રાખવાનો મેં કસ્દ કર્યો છે.

તે મને ને મનેજ ચાહતી હતી ! મને નહીં ચાહતી હોતે તો

માહરાં એકમલ્લતાપણાંના સબબે એટલી ઉશ્કેરાતેજ શું કામ? એટલી દયાથી મને "સૉવરીન" આપતેજ શી રીતે? ખચ્ચીત, તેણીના પ્રમાણીક પ્યાર માટે મહારી ખાત્રી થવા કેડે તેણીના સમાગમમાં એમ છુપ્પો ને અલગ રેહતાં મેં જે કાંઇ ખમ્યું તે એકલા માહરા ખુદાનેજ રોશન છે!

બીજે દાહાડે હું બાગમાં કામ કરતો હતો ત્યારે નર્સ બેબીને લઇને બાહાર આવી. તે ઘણુંજ ખુશમિજાજી ને રમતયાલ બચ્ચું હતું. તે તેની માતાનીજ સુરત હતી. હુબહુ બીજી મે! માહરૂં દીલ, તેથી, તે ન્હાનાં ફુલ તરફ હેતથી ખેંચાઇ ગયું.

તે બાળકી માહરી સાથ રમવા ને મને બોલાવતી આવી, ને મેં બાજુમાંનાં ઝાડ પરથી તોડીને એક પાકેલું પીચ તેને ખાવા આપ્યું. તે તેથી માહરા જોડે વધતી હળી ગઇ, અને તેના નિર્દોશ ચેહેરાપર મેં લીધેલાં ચુંબને જાણે માહરાં આંગમાંની તેની માતાને લગતી બેકરારીની બોખારને એકદમ હેઠે પાડી. મને ઘણી શાંતી થયલી લાગી!

વળી થોડાક દિવસ પછી મે ત્યાં બાંગમાં વાંચતી બેઠેલી હતી ત્યારે 'નર્સ' એ ભુલકીને બાહેર લાવી, ને તે તેની માતા આગલ હતી તે દરમ્યાંન મેએ નર્સને ઘરમાં કાંઇ કામેકાજે મોકળી. એ તકનો લાભ લઇ મને જોતાં તે પુતલી પાછી માહરા ભણી હેતથી દોડી આવી.

"એ તમે શું કરોછ?" તેણીએ તોતરી જુબાંને પુછ્યું; "ફુલ બનાવોછ કે?"

"નહીં મીસી," મેં સમજાવ્યું, "ફુલ તો ખુદા બનાવેછ, પણ હું તો તેને ઉગવામાં મદદ કરૂંછ."

તેવામાં કોઇનો તે ફુલો પર ઓળો પડયો, ને મે પોતે ત્યાં આવી ઉભી.

"એ પટપટયું વળી તમોને શું કંટાળો આંપેછ, સ્મીથ?" તેણીએ હસીને પુછયું.

"ફુલોને વાસ્તે પુછેછ, માહરાં લેડી," મેં અદબથી જવાબ કર્યો.

ત્યાં તે બચ્ચાંએ પેલો માહરાં કપાળપરનો મોટો લાલ સરેતો જોયો, અને આંગળી કરી પુછયું, "એ આએ તમોને શું થયુંછ?"

હું ગીદાસથી હસ્યો.

"એ તો કેની, દીકરી, તે એવણની બાહાદુરીની નિશાંણી છે," ને માતાએ સમજ આપી; "તે બધી વાત સમજવાને વાસ્તે તું હુજી ઘણી નાધલી છે."

"તમોને દુખેછ?" વળી તે ભુલકીએ પુછયું.

"હવે નથી દુખતું," મેં તે બચકલાને હાથમાં લેતાં ને ખરાં દીલનાં હેતથી તેના હાથપર ચુમી લેતાં કહ્યું—અને પછી તેને મેં પાછી ઉતારી એટલે તે રમતયાળ રમકડું ખુશીમાં રમતું ને હસીને ચીસ પાડતું આગળ દોડી ગયું, અને તે વહાલથી વીહલી પડતી માતા પણ ત્યારે તેની પુઠે ગઇ.

પણ એમ કયાં સુધી ચાલે? મેં જોયું કે માહરાં દીલની ઉસ્કેરણીઓ હવે કેવળ અસહ્ય થઇ પડી હતી. તે બાજે વખ્ત તે માહબુબ સાથ વાત કરતાં એટલી બધી જોરાવર થઇ પડતી કે સઘળું

જાહીર કરી કબુલ કરી દેતાં હું પોતે પોતાને માહા મુશ્કેલીથીજ રોકી શકતો. એટલામાટે એક ગંભીર ખરાબીનો જોખમ નિવારવા માહરે જલ્દીજ આ નોકરી હવે છોડીને કેથે જતો રેહવું જોઇએ એમ મને લાગવા માંડયું. આ બળતી ચેહમાં જીવતાંજીવત જલતો રહીને હું કયાં તક એમ ભસ્મ થયા કરૂં? તેણીને અવારનવાર રડતી હું જોતો. અનેકવાર તેની આંસુઓથી ભીંજાયલી અને રડેલી આંખો હું પોતે જાતે જોતો ને પકડી કાઢતો. તે ઉંડા નિશ્વાસો ચાલતાં હાલતાં હંમેશ નાંખતી. પોતાની સ્થિતીથી તે કોઇ રીતે જરા બી સંતોશી કે સુખી ન હતી. તેની જીંદગીમાં જાણે એક દેખીતી એવી ખાંચ પડી ગઇ હતી, કે જે તે મીઠી મધુરીને ઠડીને રેહવા કે શાંતીથી જીવવા દેતીજ ન હતી!

તેનો સાથી (ભરથાર) વળી તેને કશીજ રીતે સુખનું સાંધણ ન હતો. તે સારો આદમી હતોજ નહીં. તે કાંઇ ઘણો બુરો કે પાપી ન હતો; સારાં નસીબે તે છાકટો કાં જુગારી બી ન હતો. એવાં પાપી વ્યસનોનો તે કશી રીતે જવાબદાર નહીં હતો, પણ તે તામસી ને તુમાખી હતો. તે વાત કરતાં ઉસ્કેરાઇ આવે ને લડી પડે તે કીસમનો એક લડાકવહરાક આસામી હતો. તેનો મિજાજ જાય ત્યારે સગા બાપનો બી નહીં થાય તે કીસમનો તે ગુસ્સાબાજ હતો—અને તે માહરી મેને કંઇ થોડો સંતાપ હતો? તે જરાજરામાં તેણીની સાથે લડી પડતો, અને મે તેને મનાવતી પટાવતી જાએ નહીં ત્યાં તક રીસાઇ રેહતો. આદમીઓને તે મારફાડ કરતો, ને તેથી જયારે નોકર નફરો મે પર મરી પીટતાં ત્યારે તેઓ તેને (સર એલેકને) એકકેએક

ખરાં જીગરથી ધિક્કારતાં હતાં. તેઓ તેનાથી તદ્દન ડરીને ચાલતાં ને થથરેલાંજ રેહતાં. એ તો સુભાગ્ય માહરાં કે માહરા જોડે તે એટલો બી મીલનસાર ને મેહેરબાંન થયો હતો! તે તેના જેવા એક નાલાયકથી વકી રાખી શકાય તે કરતાં બેશક ઘણું વધારે ને વિશેષ હતું. તે મગજનો માહા ફેરાવન હતો. નોકર નફરોને જે હાથમાં આવે તે ચીરડાયલો હોય ત્યારે છુટું મારતો, અને વાત કરતાં પોતાના ઘોડા કુત્રાઓને ગોલી મારી મારી નાંખતો! તે વળી સ્વભાવમાં અગરગરચો બી ઘણોજ. જયારે વકી રાખવામાં આવે કે તેને ગુસ્સે થવાને કારણ મલશે ત્યારે તે ગુસ્સે મુતલ્લગ ન થતો, ને તદ્દન નજીવી વાતમાં નહીં ધારેલો તે દીવાન્યત હદ સુધી એકદમ ઉસ્કેરાઇ આવતો! ટુંકમાં, એ મુજબની તેની એ બધી સતાવણીઓનો મોટો હીસ્સો, અલબત, ગાય ગુલાબ જેવી મેનેજ સોસવો પડતો. મોટો ફાળો તેનેજ ફાળે આવતો. તે હેમક ચીરડાય ત્યારે મોહમાં આવે તે બેઅંદાજ કીસમે બકી દેતો, ને તે બાપડીને મનભાવતી ને મોંહછુટ્ટી ગાલબેલ વટીક કરતો!

તેને એવી એક ગરીબ કહ્યાગરી બૈરી મલવી સજાવારજ ન હતી. તેને તો જરા બી તેને માંથેની થાએ એવી કોઇ બોલીદરાજ પરણેતર મલવી ઘટતી હતી, કે જે તેને જેર કરતે, ને તેનાં તામસીપણાંમાં જરા બી તેને નરમ બનાવી શકતે. આ તો એક ગરવી ગાય હતી કે જે એકાંતમાં રડી રડીને સઘળું મુંગે મોંઢે ખમ્યા કરતી ને લઇ ચલાવતી હતી. તે ધયેડાને મોટું દુખ એજ હતું કે તેની મોહરદાર હંમેશ શોકાતુર રેહેતી. તે તેને ગમતું નહીં ને

તેથી તે તેના જોડે ચાલુ ચીંદડાં ફાડતો ને વેચતું લેતો. તે એ તેણીની ગમીના સબબે શું હજી બી માહરે માટે અદેખો પડતો હતો?

હું ઘણીક વાર બાગમાં કામ કરતો હોઉં તે વેલાએ મેહેલમાં લડાઇ ટંટો ને ઝઘડો બખેડો થતો સાંભળતો હતો, કે જેમાં કોઇક વાર નોકરનફરો પર, પણ ઘણે મોટે ભાગે માહરી મે પરજ તેને હું બખાલતો સાંભળતો: મે તો તેને કદી બી કશો જવાબ કરતી સંભળાતી નહીં, પણ તે પોતાનો જીવ જીકાતી નાંખતો, અને તે વખતે મને એવું ઝનુન છુટતું કે અંદર દોડી જઇ તેનો ટોટો ભચડી મુકવા માટે માહરા ચવડસવડ થતા હાથોને હું એક અસાધારણ જેહમતથીજ રોકી શકતો! તે પછી મે બિચારી તુરત બાહેર બાગમાં આવતી, ને હાથોની હથેલીમાં માંથુ નમાવીને તેણીનું હૃદય તુટી જાએ તેટલું બધું રડી પોતાની ઉભાતી છાતીને તે ખલાસી આપતી. ઓ, તે વખતે હું તેને રડતી કેમ જોઇ શકતો હતો તે બયાંન કરી કેહવાની જરૂર છે? 31,133

એમ દિવસો વહી ગયા, અને ઉનાળો આવતાં સર એલેકે સ્કૉટલેન્ડમાં શિકારે જવાનું નક્કી કરયું. તેણે લેડીને બી સાથે લઇ જવા ચાહ્યું, પણ એમીની તબ્યતને સ્કૉટલેન્ડની હવા માફક આવશે નહીં એવું બાંહણું કાઢી તે પાછળજ રહી. તેને તો એકાંતજ ગમતું હતું માટે ખાખસુસ આમ કરીને તે ગઇ નહીં, ને પાછળ રહી એ જોઇ લેવાનું પુરતુ સ્હેલ હતું.

સર એલેકે, તેથી, કંપની સારૂ લેડી હોપ નામની એક તેઓની ફ્રેન્ડને તેની જોડે તેની ગેરહાજરી દરમ્યાન હૉલમાં રેહવા

ઇજન કરીને બોલાવી, અને તે આવ્યા પછી તે પોતે એક સહર્વારે ઉપડી ગયો.

તેના જવાથી જાણે બધાંના જીવમાં જીવ આવ્યો. બધાંને મન તેનું જવું ભલે-ભલે થયું. સૌ છુટકારાનો દમ ખેંચતાં દેખાયાં. મોટાંમાયો કહે તેમ તેનાં જવાથી જાણે 'ઘર ચોખ્ખું થઇ ગયું!'

તાજુબ તો એ હતું કે હું હજી એના એજ બગીચામાં માથું ફોડયા કરતો હતો તે લેડી ગ્લેનને જરા બી અસાધારણ કે અજબ કરનારૂં લાગ્યું નહીં. હવે કાંઇ તેટલું બધું કામ હતુંજ નહીં. એ તો હુંજ નહીં કામનાં કામ ઉભાં કરી ત્યાં ને ત્યાં દાહડો તોડી પાડવાનું કરતો હતો. વળી માહરી મતલબ સમાલી લેવાની મતલબથી એબલને પણ હું કોઇ કીસમે નારાજ નહીં થવા દેતો. તેની જોડેજોડ બડી બામદાદથી ઉઠીને હું કામે વલગતો, અને તેણે સોંપેલું આટોપી લઇને હું પરવારતો એટલે વ્હાલી મેના બગીચામાં થરતો. એબલ, તેથી, તે માટે જરા બી વાંધો કરતો નહીં. ઉલટો તે એ માહરો ઉજમ ને ઉદયમ ઘણો વખાંણતો ને સૌ આગલ માહરી તારીફ કરતો.

મે પણ તેવીજ મેહેરબાંન રહી. માહરા અવાજ ને આંખોનાં તેના આગલા વ્હાલા સાથનાં મલતાંપણાંથી તેના ઉપર એટલી બધી અસર થઇ હતી કે તે હમેશ મને જોઇને ખુશીથી હસતી અથવા હેતથી બોલાવતી. તેને જાણે માહરા ચેહેરાનો સહવાસ થઇ ગયો હતો. તે જરા બી માહરો મોટી દાઢીવાલો ને બાલથી ભરાયલો ચેહેરો જોઇ સુગાતી કે કમકમતી નહીં.

તે માહરી સાથ ઘણુંકરીને હિંદુસ્તાન વિષે વિશેષ વાત કરતી,

તે મને ત્યાં દટાયલો સમજતી હોવાથી તે દેશ વિશે વાત કરતાં હમેશ લાગણીઓથી ધ્રુજતી. એક વખત તેણીએ શરમાઇ શરમાઇને કહ્યું–

"રૅડ લાનસર્સ નામે એક રીજમીટ હિંદુસ્તાનમાં હતી તેને લગતું તમો કાંઇ જાણોછ વારૂ? તેમાં એક ઑફીસર અમારો દોસ્ત હતો. તે બિચારો ત્યાંજ બેહેસ્ત પાંમ્યો."

"તે રીજમીટમાં માહરો એક દોસ્ત હતો ખરો," મેં ધીમે સ્હાદે કહ્યું.

તેનો ચેહેરો, એ સાંભળતાં, ખુશીમાં ખીલી રહયો.

"તેને મેહેરબાંની કરી પુછાવશો કે હેનરી ગોરડન નામે એ રીજમીટમાં જે એક લેફ્ટનંટ હતો તેને તે ઓળખેછ?" તેણીએ લગભગ માંગી લેવાની ઢપે કહયું; "મને એ મરનારને લગતી જેટલી મલી શકે એટલી બધી વીગતો જોઇએછ. તમો એટલી મને જરૂર મેલવા આપશો? તમારી ઘણી મેહેરબાંની થશે."

મેં દુખથી એ સાંભળતાં માહરૂં માંથુ નમાવ્યું.

"તેવણ—તેવણ માહરા ઘણા દોસ્ત થતા હતા," તે બ્યુલીએ અચકી અચકીને કહયું: "તમો એ વીગતો મને મેલવી આપશો?"

"હું તે મંગાવી લેવશ, માહરાં લેડી," મેં વળી ધીમે સ્હાદે જવાબ કર્યો.

"થેંક્સ," તેણીએ કહ્યું,—અને પછી તે માહરા પાસથી ખસી ગઇ; પણ તે ફકત માહરી યાદથી તેની મીઠી ચખ્મોમાં ઉભરાઇ આવેલાં આંસુઓનો એક દરયાવ છુપાવા કાજેજ ગઇ, કે જ્યાંહાં

તે માહરી આગળથી દુર થાય તે પેહલાં તેની છાતીમાથી એક મોટું દચકું અવાજ કરતું બાહેર પડયું તે વટીક મેં આબાદ સાંભળ્યું!

માહરી આંખો, તેથી, તેજ મુજબ આંસુઓથી ભરાઇ ગઇ. શું તે સાચી, ઇમાની અને બાવફા નહી હતી? અને, પરવરદેગાર, ત્યારે તે છતાં તે કાંએ સર એલેકને પરણી હતી?



## પ્રકરણ ૧૨ સું.



લેડી હોપને પણ સારાં નસીએ હું ગમવા લાગ્યો હતો. તે પણ જ્યારત્યાર બારણું ઉંઘાડી એ બગીચામાં ઉતરી આવતી, ને મને જોતી ત્યારે મીઠાસથી હસતી ને માયાથી વાત કરાવતી. દેખીતી રીતે વ્હાલી મેએ તેને માહરે વાસતે કાંઇ સારૂંજ કહયું હતું, જેથી તે એ રવેસે માહરા પક્ષમાં મનાઇ ગઇ હતી. તે કેહતી હતી કે તેને લેડી ગ્લેનનો એ ખાનગી બગીચો આખી વાડીના બગીચા કરતાં જયાદા ગમતો હતો. હું, અલબતે, તે ન્હાનો બાગ રાખતો બી તેવોજ સુઘડ અને સફા.

"મે," એક વખત લેડી હોપે પુછયું—કે જયારે હું એક મોટાં ઝાડની ઓઠે તરતનોજ દાખલ થઇ કામે વળગેલો હતો તે વાતની તેઓને માહીતી નહીં હતી—"આએ તાહરો બાગબાન કોણ છે?"

"કેમ?"

"કારણ જે મને તો એ કોઇ દેખીતો ખાંન્દાની ને કેળવાયલો આસામી નજરે આવે છે," લેડી હોપે કેહ્યું; "સાધારણ માળીઓના વર્ગથી એ દેખીતી રીતે અતી ઘણો ચઢયાતો આસામી છે. તુંને નહીં લાગતું?"

"મને બી એમ લાગેછ ખરૂં," મેએ શાંતપણે કહ્યું.

"હું તો કેહુંછ જે આએ બીહીક લાગે તેવી દાહારી છે તે નહીં હોતે તો એ જવાંન ઘણો ખુબસુરત લાગતે!"

"તું પ્યારમાં તો નથી પડ્ડીની?" મેએ ધીમું હસીને કહ્યું, ને લેડી હોપે ઠપકાની ઢપે તેના હાથપર પાસે પડેલી એક ચોપડી ઉંચકીને મારી.

"માહરી બી ખાત્રી છે કે એ આસામીએ આગળ વધારે સારો વખત અનુભવેલો હોવોજ જોઇએ," માહરી મેએ એ પછી ગંભીરતાથી કહ્યું. "એ કોઇને પોતાનો ભેદ કેહતો નથી. મને લાગેછ કે એ જાણી બુજીને તે છુપાવેછ."

"એને એ જખમ શાંનો હોશે?"

"આગળ એ લડાઇમાં હતો એમ સંભળાયછ, ડૉરીસ," મેએ કહ્યું.

"ને સોલ્જરો તો તાહરા ઘણા માનીતા સદાનાજ છે," લેડી હોપે (ડૉરીસે) જવાબ કર્યો.

"હા, માહરો વ્હાલો જે હિંદુસ્તાનમાં કપાઇ મુવો તે એક સોલજરજ હતો," મેએ ગમખ્વારીથી કહ્યું.

"તેથીજ," લેડી હોપની સમજમાં ઉતર્યું હોય તેમ તેણીએ

કહ્યું. "હું હંમેશ જોતી હતી કે તું કોઇ બી સોલજરની વાતમાં ઘણી ઉલટ લેતી હતી. તેને શું તું ઘણો ચાહતી હતી?

"ઓ, મને પુછતીજ ના!" તેણીએ જુસ્સાથી જવાબ કર્યો. "તેનાં મરવાથી માહરી આખી દુન્યા માહરે મન મરણ પાંમી ચુકીછ. માહરી જીંદગી, માહરૂં તેજ, માહરી આશા સૌ તેની સાથેજ ઘોરમાં ગયલું છે."

"ત્યારે તું ફરીથી પરણી કેમ શકી?"

"લાચારીથી; ફરજ્યાત," તેણીએ ગમ ખાઇને કહ્યું, "પણ મેં માહરા ભરથારને પરણ્યા આગમચ ને પરણ્યા પછી બી હંમેશ કહેલું છે કે તે માહરાં શરીરનો માલીક થશે, મગર માહરા પ્યાર કે માહરાં જીવનો નહીંજ. તે તો એણે હું તે વાહલા મરનારને સદા સુધીનાં સ્વાધીન કરી ચુકીછ."

"તાહરી ભુલ છે," ડૉરીસ કેહતી હતી. "હવે તેને તાહારે ભુલી જવો જોઇએ. આવા પૈસાટકાનાં સુખમાં તને કોઇ વાતની કમી છે?"

લેડી ગ્લેન ફીકું હસી.

"એ વાત જવા દે, ડૉરીસ," તેણીએ કહ્યું; "તું એ વાતમાં નહીં સમજે. એટલુંજ જાણ કે તેના મરવા સાથે તે વખતનીજ હું તો મરી ગયલી છેઉં. માહરી કાયા જીવેછ, પણ મહારો આત્મા તો પેલી જેહાંન તેને મલવા તેજ દાહાડાનો જઇ ચુકેલો છે!"

હું જ્યાદા સાંભળી શકયો નહીં. તે પાકજાદ મધુરી—તે અશોકની મુરતી—તે પાકીજગીના ફિરસ્તાની માહરાં દીલથી જ્નબજ્ન

વખાંણ કરતો હું તેઓ મને જોય અથવા સાંભળે તે આગમચ ત્યાંથી ગુપચુપ નિકળી ન્હાંઠો.

અને એ રીતે, વ્હાલાં વાંચનારાઓ, સઘળો ભેદ પકડાયો હતો!

તે ઓરતે અંતની ઘડી સુધીનું પોતાનું ઓરતપણું પુરવાર કર્યું હતું! તે ઓરતોને શોભા આપનાર એક ખરી પાકીજગીનો ખરો ફિરેસ્તાઇ અવતાર હતી; ફક્ત તે સર એલેકને કાંએ પરણી હતી તેજ એક ભેદનો ખુલાસો મળવો હવે બાકી રહી ગયો હતો.

અને તે પણ જલ્દીજ મળ્યો. તે માલીક જાણે દરેક વાતે માહરાં મનનું સમાધાનજ કરવા ચાહતો હોય તેમ ખરા ખુલાસાનાં પુષ્ટો એકેક પછી હવે માહરા સાંમે ખુલ્લાં થતાં ને પ્રગટ પડતાં જતાં હતાં.

ડૉરીસ હોપ અને મેની વચ્ચેની માહરે કાંને આવેલી વાતચીત પછી માહરાં મનનું હદ વનાનું સંમાધાન થયું. હવે મને વ્હાલી મે એક ધર્માવતાર તરીકે—આ પૃથ્વીની રહીશ નહીં પણ પેલી દુન્યાના એક પાક ફિરેસ્તા તરીકેજ દેખાતી હતી, અને તેથી માહરો આંતમા પણ જાણે તે પાકીજગીમાં મળી ગયો. એથી મને ઘણો કરાર ને શાંતી થઇ, ને માહરાં મનનું એક સદા સુધી માટે ઘણું સમાધાન થયું. હું જોતો હતો કે તે દીનપર દીન ગળાતી જતી હતી, અને તેથી હું કોઇ રીતે દીલગીર ન થતો હતો. અમો બંને મોહોતના ઉંબર ઉપર મોહોતના આશિરવાદની તલબ કરતાં હાલમાં ખોટી થઇ રહયાં હતાં!

એ દરમ્યાંન સર એલેકની ગેરહાજરીનો લાભ લઇ ભલી મે પોતાની

બીમાર ને દુખી માતાપર ઘણી હેતવંતી કાળજીથી પુષ્કળ ધ્યાન આપતી હતી. તે રોજ પોતાની ટટુની ડૉગ કાર્ટ જોડાવી તેને મળવા હાંકી જતી, અને તેને બરની અનેક ખોરાકી અને દવાદારૂની સામગ્રી પોતાની સાથે લેતી જતી.

એ પછીજ મેં કહયું તે મને બાકીના ખુલાસાની ચાવી એક દિવસે અનાયસે હાથ આવી. વ્હાલી મે બાગમાં એક બે કલાક વાંચતી બેઠી હતી. તેની આસપાસ ટેબલ પર બેચાર ચોપડીઓ પડેલી હતી, પણ તે હાલમાં એક ચામડાંનાં કવરની હાથની લખેલી બુક વાંચતી હતી. તે મેં ડોકાવીને જતાં આવતાં જોઇ લીધું હતું કે તેના પોતાના હાથે મોતીના દાણા જેવા સુઘડ હરફે લખેલી એક નોંધપોથી હતી. તે શી હતી ?

એતેફાક તેણીને અંદર જવું પડયું, ને જરા વારે આવી ઉતાવળમાં તે બુક સંભાળથી રૂમાલમાં વીંટાળી લઇને અંદર જતી રહી. તે પછી તે પાછી આવીજ નહીં. પછી વરસાદનું એક ઝાપટું આવ્યું માટે પેલી ચોપડીઓ બિગડી જવાની ફીકરથી મેં ઉપાડી લીધી, ને ત્યારેજ મેં જોયું કે પેલી ચામડાંનાં કવર વાળી હાથે લખેલી નોંધપોથી તો બાહેર રહી ગઇ હતી. મે તદન દેખીતી રવેસે તે બુક ઘરમાં લઇ જવાની મકસદથીજ પાછી બાહેર આવી હતી, પણ નજરચુકથી ભળતીજ બાંધી લઇ ગયલી હોવી જોઇએ, કેમજે બેહાદ પડેલી બે ત્રણ નાવેલો વચ્ચે તે તો હજી બાહેરજ હતી !

મેં, તેથી, તે સઘળી સંભાળથી માહરે કબ્જે લીધી;—અને પછી—હું કેહવાને શરમાઉં છું પણ ખરૂં કબુલ કરવા વગર ચાલતું

નથી કે માહરી મીઠી મેની પોતાને હાથે લખેલી તે નોંધપોથી વાંચી લેવાની માહરી તરસ હું કેમે કરતાં ફ્રીમાવી શકયો નહી. મને તેમાં અયોગ્ય આચરણ કશુંજ લાગ્યું નહીં. એક અવાજ છુપ્પો માહરાં હૃદયમાં સાખ પુરતો હતો કે તે કાંઇક માહરે લગતીજ બાતમી હતી, તો પછી તે માહરે વાંચી લેવામાં વાંધો શું હોએ? કદાપી પોતાના મુવા પછીથી તે ખુલાસો વંચાએ ને તેની પાક વફાને ઇનસાફ મળે તે મકસદથી એ યાદો તે પોથીમાં વીગતવારે તે પવિત્ર મધુરીએ ઉતારી હોએ—ત્યારે તે હું કાં ન વાંચુ? માહરી વ્હાલી મે માહરીથી જો તે મને હૈયાંત જાણતે તો કેઇ વાત છુપાવી શકતે?

મેં પેલી અલફ્રાતુ નૉવેલો બાગમાંની માહરી પેટીમાં બંધ કરી, ને પેલી પોથી હું માંહરી સાથે છુપાવીને સંભાળથી ઘેર લઇ ગયો, કે જ્યાં સઘળાંનાં સુવા સારૂ વગેસગે થવા પછી દીવા આગળ તે રાત્રે માહરા ઓરડાનાં એકલાં એકાંતમાં તે નિચે મુજબ મેં સઘળી વાંચી લીધી:—

## પ્રકરણ ૧૩ સું.

"હું આએ માહરી એકજ મોટાં દુખની કાંહાંણીની યાદ એટલામાટે આ નોંધપોથીમાં સાચવી રાખવા માંગુછું કે માહરાં મુવા

પછી માહરી વફાઇ અને વચનને કોઇ બી કશી રીતનો અપંજશ આપી શકે નહી," તે પાકીજેહ માહાબુએ લખ્યું હતું. "લોકો કહે છે કે ઘણાંકોની જીંદગીમાં એક દાહેડો એક વરસ કે કદાપી એકાદ મહીનોજ માત્ર એવો આવે છે કે જેમાં એક આખી જીંદગીનું સુખ સમાઇ જાએ, અને હું માહરા પોતાના અનુભવથી તે વાત તદન બનવા અને માનવાજોગ તરીકે સાચી સ્વિકારૂં છું. મેં એજ જાતનો એક ટુંક અનુભવ આએ માહરી ટુંક જીંદગીમાં મેળવી લીધો છે. હું માહરા બ્હાલા હેનરીનાં સુખમાં એક થોડા મહીના એટલી બધી સુખી હતી કે જે સુખની જાણે સિમાજ ન હતી, અને પછી એક દાહાડે સ્હાંજે અચબુચ એક પેપર સ્હેજ વાંચવા સારૂ ખોલતાં મેં તેમાં જે સમાચાર વાંચ્યા તે સમાચારે ત્યાં ને ત્યાં ને તે ને તે ઘડીએ માહરૂં મરણ નિપજાવ્યું. માહરૂં સુખ, માહરી આશા, માહરી ઉલટ સઘળું એક તડાકે નાશ પામ્યું. તે પેપરમાં તે માહરા એકનાએક માનીતાનાં મરણના મહા દુઃખભર્યા સમાચાર હિંદુસ્તાનથી ફરી વળવાના તારસમાચાર છપાઇ આવેલા હતા. તે ટુંક તારસમાચારમાં પણ તે વાહલાનાં માહા કીર્તીવંત મોહોતની વખાંણ સાથ નોંધ લેવામાં આવી હતી. રૅડ લાનસર્સ રીજમીટ બળવાખોર દેશીઓપર પોતાનાં કપાઇ મુએલા જાતભાઇનું વેર લેવા ગઇ તે વેળા એ માહરો બ્હાલો પેહેલવાંન પુરતી બાહદુરી બતાવી છેલ્લે અંતે પોતે કપાઇ મુવો હતો. જો તે જીવતે તો ઘણી નામદારીની પંકતી ને પદવીએ તે એક તડાકે પોંહચી જઇ શકતે. એ નામદારી મેળવવા સારૂજ તે દેશબદર થઇ ઠેઠ હિંદુસ્તાન ગયો

હતો;—પણ કીસમતે યારી આપી નહીં, ને તે શુરો જવાંન પુરતી નામના કરીને કરપીણોની તલવાર હેઠળ અચાનક કપાઇ મુઓ. તેની લાશ પછીથી તેના ગોઠયાઓ ભુમીદા કરવાની મકસદથી સોહોધવા ગયા ત્યારે અફસોસ કે તે વ્હાલા જવાંનતું તે શબ બી પણ હાથ લાગ્યું નહી. તે હેરેમંદ શત્રુઓ યા તો તે પોતા સાથે ઉઠાવી ગયા હતા, અથવા તો ખાડો ખોદીને પોતાના કપાઇ મુએલા ગોઠયાઓ સાથે તેને બી જમીનમાં ગારતાજ ગયા હતા; મગર તે માહરાં હૃદયમાં તો જીવતો હતો ને સદા જીવશે. તેની માહરાં તન મનમાં છપાઇ રહેલી સબી કોઇ માહરાથી અલગ કરી જમીનમાં ગારી શકવાતું નથી. તેઓએ તેની યાદમાં તે કપાઇ મુવો તેજ જગ્યે હિંદુસ્તાનની સરકારની વખાંણ અને રજા સાથનું એક મોન્યુમેંટ ઉભું કરેલું છે, પણ ઓ, હું કેતું ચાહું છ કે તે અહીંજ કેઠે હંમેશગીમાં સુતો હતે કે જેથી તે વાહલાની કબરપર માહરે હાથે મરતાં સુધી પમરતાં ફુલો રોજ જઇને મુકી આવવાનો મને થોડો ઘણો બી સબ્યારો રેહતે!

"તે જીગર ચીરી નાખનારા દેહેસ્તનાક સમાચારે વાચતાં હું સ્તબ્ધ થઇ ગઇ. માહરા હાથમાંથી તે પેપર સરી પડયું નહીં; ઉલટું પીસેલા દાંતનાં ઝનુનથી હાથમાં તે પકડી રાખી તે શીહા હરફો ઉપરથી હું માહરી આંખ એક પળ પણ ખસાડી શકી નહીં. હેનરી ગોરડન કપાઇ મુવો હતો એમ તેમાં ખુલ્લેખુલ્લું છાપેલું હતું, પણ જાણે હું તે માનીજ ન શકી. એ શું માનવા જોગ હતું કે પૈસા ને પદવીની સોહોધમાં સિધારેલો તે માહરો

વ્હાલો જવાનીનાં જોશમાં જોતજોતાંમાં આ જેહાંનથી એમ ઉમીદભર સદા સુધીનો ચાલતો થયો હતો?

"હું કલાકો તક માહરી ખુરસીમાં બેફામ-બેહોસ બેસી રહી. વખત કેમ ગયો ને કેટલો ગયો તે જાણવાનો બી મને હોસલો રહલો નહીં. આંસુ માહરાં સુકાઈ ગયાં, ને હું એક ટીપું બી રડી શકી નહીં. તસ તસ આંખે હું બાહાવરી ભખાયલી જેવી બેઠી હતી ત્યાં બેસીજ રહી.

"છેલ્લે હું ઉઠીને માહરા બાપના ઓરડામાં ગઈ. 'પપા,' મે કહ્યું, 'આપણો હેનરી લડાઇમાં કપાઇ મુવો.'

"તેઓ તાજુબીની એક ચીસ સાથે બેઠા હતા ત્યાંથી છલાંગ મારી ઉઠ્યા. મેં તેમને તે નખ્ખોદના તારવાલો પેપરમાં પ્રગટ થયલો પેરેગ્રાફ વંચાવ્યો. તેઓએ તે વાંચ્યો, અને પાછો અને વળી પાછો વાંચ્યો.

"'ગરીબ છોકરો! ગરીબ બચારો!' માહરા પીતા દયાથી પટપટયા; 'કેવું ખરાબ થયું, છોકરી!'

મેં આજેજીમાં માહરા બંને હાથ ઉંચા ધર્યા ને તેમને ચુપ રેહવા અસારત આપી. માહરૂં દુખ દીલાસા જોગું હતુંજ નહીં એમ મને લાગ્યું. એ દુખમાં દીલાસો તે લોહીલુહાણ જખમપર તપાવેલાં લોખંડના ડામ દેવા જેવુંજ મને પુરવાર થયું.

"'મામાજીને કહજો, પપા', મેં કહ્યું. 'તેવણ બી એ બિચારાને કેવો ચાહતાં હતાં!'—અને પછી હું પાધરી માહરા ઓરડામાં લપેડા ખાતી ચાલી ગઇ. જાણે હું છાકટજ થઇ ગઇ હતી!

"હું માહરા ઓરડામાં બારણું અંદરથી બંધ કરી માહરાં દુખે દીવાની એકલીજ માહરા વાહાલાનાં મોહતનો કલ્પાંત કરતી બેઠી. તે કાંઇ જેવો તેવો વાહલો જવાંન ન હતો. તે સાચો, શુરો, હેતવંતો ને વફાદાર હતો. તે રગેરગ ઉમરાવ હતો. તે બચ્ચાં જેવો નિર્દોશ અને હદવનાંનો ભોળો તેમજ ભલો હતો. અવગુણ તેનામાં એક બી નહીં હતો. લાખ નેકમાં એક એવો તે છેક એક પેહલી પંકતીનો લાયક ભરથાર હતો!

"હું તો તેને પરણી ચુકી હતી! બતાવાની ક્રિયાથી નહીં તો વચનથી વરીને હું તેનીજ થઇ હતી. અમો જાણે એકબીજાંને માટેજ સરજાયાં હતાં. ખુદાએ અમને એકબીજાંને માટે લાયક કરયાં હોએ તેમજ અમો મળ્યાં હતાં, ને તેવાજ સાચા પ્યારની દ્રઢતાથી એકમેકને અમો ચાહતાં શીખ્યાં હતાં. તેણે પહેલવેહલી છોકરાંઓના ઓચ્છવને દાહડે મને ઝાડ હેઠળ અળેટાઇ પડેલી જોઇ હતી. તે જાણતો હતો કે મેં તેને જોયો નહીં, પણ તે છુપાયલો મને ધ્યાનથી ધારી ધારીને જોતો હતો ત્યારે હું બી તેને બાડી આંખે બધો વખત જોતી હતી. મેં તેને જોયો ને જોયો તે મીઠા મર્દાના ચેહેરાપર હું મોહીત થઇ ગઇ હતી. તે માહરી પુઠેપુઠ ઘેર સુધી આવ્યો તે પણ મને ખબર હતી, ને માહરાં ઘરે ગયા પછી માહરી આંખમાંથી બી તે મીઠો મુખડો કદી ખસ્યો નહીં. એ પાપ હોએ તો ખુદા મને માફ કરે, પણ તે રાત્રે સ્વપ્ના વટીક તેજ પ્યારી સુરતના મને થતા રહયા હતા!

"તે પછીથી તે માહરા ઓલા પેઠે માહરી પુઠે ને પુઠે રહયો.

તે વ્હાલો જવાન! તે જાણતો હતો કે હું જાણતીજ નથી, પણ હું તેને માટે તેટલીજ વીહીલી પડતી ને તેનાં આવવાની તેટલીજ ઉલટ ને કાળજીથી વાટ જોતી હતી! અંતે સરજતે તેની માહરા પીતાજી સાથે એક ચોપડીવાલાની દુકાંણે ઓળખાંણ કરાવી, ને માહરા પીતાએ પોતેજ તેડ બોલાવથી તેને અમારાં ઘેરમાં આવતો જતો કીધો. તે પછીથી અમારાં મન વધારે મળી ગયાં. તે અમારાં મોટાં સુખનો એક ખરોજ સ્વપ્નો હતો, ને તે સુખી સમો માહરી જીંદગીમાં ફક્ત એકજ વખત આવી હવે સદાનો વહી ગયો છે!

"માહરા પીતાને, મગર, એ માહરૂં અદરાવાનું ગમ્યું નહીં. 'ત્હારે વધારે સારે ઘેર જવાની ઉંફ રાખવી જોઇએ, છોકરી; હેનરી ઘણો લાયક ને સારો છોકરો છે તે હું એક ઘડી ભર બી ના પાડતો નથી, પણ તેના પાસ ખાવાની કે ખવડાવાની ખાખ નથી. વળી નથી તેનું ખાન્દાન કે નથી સોસાયટીમાં જાણ પીછાણ. તે એક ટુંક પગારનો ગરીબ છે. એ આપણાં ઘેર લાયકનો કદી બી કેહવાએજ નહીં.'

'પણ આગળ જતાં કદાચ એવણનું કંઇ સારૂંજ થવાનું હોશે?' હું બચાવ કરતી.

'ગમે તે હોય પણ માહરી ખાત્રીજ છે કે વાહલા હેનરીના આડકતરી રીતે માહરા બાપજ ખુંની થયા. તેવણે જો તેને ઉશ્કેર્યો નહી હતે ને માહરો હાથ આપવાની ના નહીં કહી હતે તો બિચારો કરપીણ દેશીઓને હાથ જણેહ થવા કદી હિંદુસ્તાન જતેજ નહીં. તે પોતે તો બિચારો હોંસ ઉમીદભરજ ગયો હતો. મને જતાં

જતાં હજારો જાતના સખ્યારા તેણે આપ્યા હતા. તે તો એમજ ધારીને ગયો હતો કે. થોડાં વરસમાં માહરા દાવાદાર તરીકે નામદાર ને જરદાર થઇ તે એ પુર્વ તરફના મુલકોમાંથી પાછો આવનાર હતો!

"માહરી માતાને એ છોકરો ઘણો ગમતો હતો, ને તેઓ માહરી એ પસંદગી માંટે પોતાનાં મનથી પુરતાં સુખી ને સંતોશી હતાં. ખરેખર તો તેવણે તેને જતો રોકવા ને નહીં જવાનું સમજાવા જોગું બી ઘણુંક કહયું હતું—પણ મોહોત તે બિચારાને માંથે ઘુમતું હતું તે કેમ તેનો પીછો છોડે?

"હેનરીને એમ અલગ કરવામાં માહરા જૈફ બાપની કાંઇ વધારે ઉંડી મતલબ હોએ એમ બી મને તે સિધારયો તે હરોલમાં વેહેમ થયો હતો. સર એલેક તે આગમચ બે ત્રણ વાર અમારે ઘર આવી ગયો હતો, ને માહરા પીતાએ તેની સાથ તે દરેક વખતે ગંભીર ગુફ્તેગોમાં નજદીક એકેક કલાક ગુજારયો હતો. વળી તે મને પોતાની સાથે વાતમાં ઉતારવા બી ઘણું માંગતો, પણ મેં તેને હંમેશ મુતલગ કોહું આંપવાનાજ અખાડા કર્યા હતા. મને તે ઉમરાવ જરા થઇને ગમતો ન હતો. તેનામાં કાંઇ એવું હતું કે જેથી તેને જોતાં સાથેજ મને તેના સામે અભાવ ઉપજતો.

"માહરા પીતાએ હેનરી હતો તે દરમ્યાંન તો ખુલ્લું કરીને મને કદી કશું કહયું ન હતું, પણ તે અવારનવાર એમ બોલતો કે માહરે વધારે સારે ઘેર જવાની ઉંક રાખવી જોઇએ, ને હું ચાહું તો એક મોટે ઘેર પરણી જઇ શકું.

"અમો છુટાં પડયાં.. અંતે અમો, છુટાં પડયાં, અને છુટાં

પડયાં ત્યાં સુધી એકમેકનાં હેત ને વિશ્વાસમાં એટલી હદસુધી સુખી હતાં કે હું તો હવે તેનું બયાંન બી પણ આપી શકતી નથી. મેં તેને ને તેને એકલાનેજ સદા ચાહવા ને મોહોત સુધી તેને ને તેનેજ વફાદાર રેહવાનો કોલ આપ્યો, ને તે સબ્બારા પરજ પુરા એતબારથી તમામ સંતોશ માની માહરો વ્હાલો હેનરી—અફસોસ, કે સદા સુધીનો–તે રાત્રે માહરાથી છુટો પડયો!

"તે ગયો. તે ગયો, પણ હું તેને એક ઘડી બી માહરાં મનથી દુર કરી શકી નહીં. તેની યાદના સંતોશપરજ હું જાણે જીવતી હતી. તેના વગર જાણે માંહરી આખી દુન્યાજ ખાલી હતી. હું દર મેલે નિયમીત તેને લખતી, ને તેજ મુજબ દર મેલે તે વ્હાલાનું એક કાગળ મને મલતું હતુ.

"તેનાં હિંદુસ્તાન સિધારવા પછી સર એલેક, માહરી ઘણી અજાયબી અને વસવસા વચ્ચે મેં જોયું કે, અમારાં ઘેરમાં અચ-બુચ ને એકદમ આવતો જતો થયો. તેને માહરા બાપજ પોતાની સાથે લઇ આવતા. તે માહરા પર એ વખતે ઘણું ધ્યાંન આપતો, પણ હું તેને કશુંજ કોહુ આપતી નહીં. મને તેને ખાસ કરીને ધિક્કારવા કશુંજ કારણ ન હતું, અને તે છતાં કેહવાને અજબ જેવું છે કે તેને હું મોટા અણગમા ને અભાવ વગર કદી બી જોઇ શકતીજ નહીં! મને એમજ ખટકો થતો હતો કે તે માહરા વ્હાલાનો હરીફ અથવા શત્રુ હતો. એક બે વખત તે માહરા જાની માટે મેં તેને માહરા પીતા સાથે વાત કરતાં બી સાંભળ્યો, ને ત્યારે પણ તે તેને માટે મોટા તુચ્છકાર ને ધિક્કારથીજ બોલતો હતો. એટલુંજ

નહીં.' મેં જોયું કે માહરા પીતા પોતે પણ તે વહાલા જવાંનને માટેની તેની હાંસીમશ્કેરીમાં હવે શામીલ થતા, ને તે એ વચ્ચે તેને સર એલેકજ વધતો ગમતો હોએ એવું ખુલ્લેખુલ્લું દેખાઇ આવતું હતું!

"સર એલેક માહરા પીતાને રાજી રાખવા ને રાજી કરવા જોગું ઘણું કરતો. તે અમારે માટે લગભગ રોજ કીંમતી ખાધખોરાકી તેમજ વપડાસની વસ્તુઓની ભેટસોગાદો' મોકળતો થયો, અને માહરા પીતાને વાંચણનો શોખ હતો તે જાણવા પછીથી ગમે એવી મોંઘી કીમતની ચોપડીઓ તે ખરીદી ખરીદીને તને મોકળતો રહયો. તે દેવળમાં પણ જાથુકનો આવનાર થયો—ખુશામદથી એવું કહીને કે માહરા પાદરી બાપના ધરમબોધથી તેનાં મનપર ઘણી ઉંડી અસર થતી હતી; અને માહરો ભોળા પીતા તે બધી તેની અનેક મતલબી ઠગાઇઓનો ભાવાર્થ જરા બી સમજ્યા વગર તે જે બધું કેહે તે ખરૂંજ માનતા રહ્યા! એટલામાટે હું તેને કશુંજ વજન ન આપતી હતી તે માટે અમો બાપ બેટી વચ્ચે જીંદગીમાં પેહલીજ વારનો મતફેર નેં કજ્યો શરૂ થયો. તે હોએ ત્યારે જો ટેબલપર સાથે જમવા જવા હું માથું દુખવાતું બાંહણું બતાવી ના કહી મોકળતી તો માહરા પીતા ભાભરા ભુત પેઠે ગુસ્સે થયલા માહરી ઝાટકણી કાઢવા ઉપર માહરા ઓરડામાં તાબરતોબ દોડી આવતા!

"'ત્હારે નીચે આવવુંજ પડશે, દુકતી,' તેવણ ઘણા ગુસ્સાથી કેહતા; 'માહરા દોસ્તોને માહરાં ઘેરમાં માહરી આંખ હેઠળ તું અપમાન કરે તે કદી બી ચાલવાનું નથી."

"'પણ હું નિચે આવીને શું કરૂં, પપા? માહરૂં શું કામ

છે? તે થોડો મને મળવા આયોછ જે તેની વાત! તે તો તમારો ફ્રેન્ડ છે ને તમારી સાથે ખાવાજમવા આવેલો છે.'

"'તોબી માહરી મરજી ને હુકમ છે તો તાહરે આવવુંજ જોઇશે.'—અને, પરીણામમાં, મને માહરી મરજી ઉપરાંત એમ સેંહેંકડો વાર જોર જુલમથી ફરજ પાડવામાં આવતી.

"તે દેખીતો માહરી સાથ પ્યારમાં પડયો હતો, પણ મને તો તેની રીતભાત, તેનો ચેહેરો, તેનો અવાજ એ કશુંજ જરા થઇને ગમતુ ન હતું. ઉલટું, સરખામણીમાં તે એટલો નિચાંણુમાં ગબડી જતો.ને માહરો હેનરી માહરી આંખમાં એવો કુલે મરદ જાતના સરદાર જેવો દેખાતો કે આદમી આદમીમાં એટલો ફેર હોઇ શકે તે માટેની માહરી તો અજાયબીજ જાંણે નહીં ભાગતી! તેના વિચારોમાં પણ કશું વજુદ કે વાતચીતમાં એકબી સલુક ન હતું. તે પોતાના પૈસાને બોલેબોલ ઘણું વજન આપતો, ને તે ઉપર તે છલકાઇ મલકાઇને ઉંચકાઇ ઉફણાઇ જતો. તે પોતાના પૈસાથીજ મને છક કરવા ને આંજવા માંગતો હતો, કેમજે તે પોતે બી પોતાનાં મનથી સારી રવેસે જાણતો હતો કે તેનામાં બીજી તો એકે લાયકાત નહીંજ હતી. હું જીવપર જોરાવરીના તેના સવાલોના જવાબો કરતી, ને પપા નહીં હોએ ત્યારે તો તોચ્છડાઇથી તેને અપમાન વટીક કરતી. માહરી મતલબ કે જયાં ત્યાંથી તે માહરો પીછો છોડે ને મને પડતી મુકે;—પણ નહીં!



# પ્રકરણ ૧૪ સું.



"તેણે માહરાં બીમાર માતા માટે એક દાહાડે ઉંચા "ઇન-વેલીડ પોર્ટ" ની એક દજન બાટલીનો બૉક્સ ભેટ મોકળ્યો, અને ત્યારે માહરા પીતાએ એક ઉંડા નિશ્વાસથી કહ્યું, 'મે, તેં તો પેલા પોરચાને પ્રૉમીસ થઇને અમારો કચરડોજ કાઢી નાંખ્યો જો! મને કાંહાં સેહતાંન સુઝયો જે હું તેને ચાલી ચલાવીને ઘેરમાં લાવ્યો!'

"'કાંએ, પપા, એમ કાંએ બોલોછ?"

"'તો બોલું નહીં?' માહરા બાપે બખાળ્યું; 'આએ ઘણેતર સાસરૂં આજે તો તું ચાહે તો તાહરૂં થાએ, ને તે તાહરૂં થાએ તો અમારા બુઢાપામાં અમે બો બેઉ કેવાં સુખી ને ઠેરવાયલાં રહીએ! કેમ, કંઇ ધ્યાન પુગેછ?'

"'એવે સાસરે જવા આગમચ ખુદાને ઘેર જવાનું હું જાસ્તી પસંદ કરશ, પપા,' મેં ઠરાવથી કહ્યું–ને મને લાગણીના ભારથી બોલતી જોઇ માહરા બાપ ચુપ કરી ગયા.

"'તમે શું મને પૈસા બદલ વેચવા કાહડીછ?' મેં તેઓની એ ચુપકીનો તરત લાભ લીધો; 'તમે એક સાચા ક્રિસ્ચયન અને વળી પવિત્ર ધરમગુરૂ થઇને ભુલીજ કેમ જઇ શકયા, પપા, કે હું તો એક બીજાને વચનથી વરી ચુકેલી પરણેતર છું?'

"હું તો માહરાં વરયાં વચન પર જાન સદકે કરી મરવા-વાળીજ હતી, ને હું તે વહાલાનાં વચનનાં મુસ્તકીમપણાં અને

પવિત્રાઇ માટે બી તેટલીજ ખાત્રીપુર્વક હતી. હું તો જાણતી ને ખરાં જીગરથી માનતીજ હતી કે જો કદી તે માંહરી આગમચ બેહેસ્તમુકામ પાંમે તો બેહેસ્તના સોનેરી મેહેરાબમાં તે માહરી વાટ જોતો આશાવંત ને ધીરજવંત સદા ખોટીજ થવાનો; અને ત્યારે એવા અમારા પ્યારનાં પૈઢપણાં ને મુસ્તકીમપણાંને મુકાબલે સર એલેક શા હસાબમાં? તે કેવળ તુચ્છ પુરવાર થતો હતો!!

"પણ સર એલેકે માહરો પીછો મુકયોજ. નહીં. દીન ઉગે તે રોજ પોતાની મુરાદમાં વધારે ખંતીલો ને તલબગાર થતોજ ચાલ્યો.

"એક વખત તો અમો અનાયસે એકલાં પડી ગયાં તે તકનો લાભ લેઇ તેણે મને પુછયું વટીક. 'તમો મને ચાહી નહીં શકો તો બેયર,' તેણે કહયું, 'પણ મીસ મીડલટન, હું તમોને જરા ગમતો થાઉં એવી તો કાંઇ તમારાં દીલ સાથ કોશેશ કરો?'

"'તે માહરાથી થઇ શકે એમ નથી, સાહેબ,' મેં દમામથી કહયું; 'તમો ભુલી જાઓછો કે હું તો મી૰ ગોરડન સાથ અદરાયલી છેઉં.'

"તે એ સાંભળી માંહરા વહાલાને માટે કાંઇક બુરૂં બબડયો, કે જે સારાં નસીબે મને સંભળાયું નહીં. સારૂંજ થયું જે નહીં સંભળાયું, નહીં તો તેની તે બુરાઇ હું સાંખી જતે કે લઇ ચલાવી શકતે નહીં.

"તે પછી ઉપર કહવા મુજબ તે વહાલાનાં અકાળ મોહોતના બાની ફાડી નાંખનારા દેહેસ્તનાક સમાચાર હિંદુસ્તાન ખાતેથી ફરી વલ્યા, અને તેની સાથેજ જાણે તે વાંચતાં બેગી હું બી મરણ

પામી. હું તેની વીશ્વાજ મને પોતાને ખરાં દીલથી માનવા લાગી, અને મોહત સુધી તેને ને તેની યાદનેજ સાચી રેહવાને મેં દાદારને બાર કસમ નોંધાવ્યા. જીવતાં હું જો તેને સાચી હતી તો તેનાં મુવા પછી તો એવડી બાવફા પુરવાર થવાની માહરે માટે કેટલી વધારે જરૂર હતી?

"દુખભર્યા તે મહીનાઓ ઘસડાતા ગબડવા લાગ્યા. હવે મને ઉલ્લટ શું? આશા શું? હરખ શું? સુખ શું? સઘળું—ઓ સઘળું તે આથમી ગયું હતું. સઘળું—ઓ સઘળું તે તેનાં મોહોત ભેગું સ્વર્ગવાસ પાંમી ગયુ હતું!

"'મે માહરી દીકરી,' માહરા પીતાએ એક સહવારે મને પેટમાં ચાંપી સમજાવી સમજાવીને કહ્યું, 'કયાં તક તું એમ કલ્પાંત કરયા કરશે? બનનારી બની. હવે તે કાંઇ નહીં બનાર થનાર છે? હવે એ દુખી ગઇગુજરી તું ભુલી જા. તું તજી જવાન છે.—હજી તો તું બાળક છે! માહરૂં માન ને મને માહરી ગોઠવણો કરવા દઇ સુખી થા ને અમારો એટલો બુઢાપો ઠેરવ!'

"તે બિચારાં શું જાણે માહરાં જીગરના ચમટાની વાત? મેં કશો જવાબ દીધો નહીં, ને હું ત્યાંથી રડતી ચાલી ગઇ.

"તે પછી સર એલેક પાછી મને સંતાવવા માંડી, ને હવે વધતી હીંમત ને એવડી ખંતથી. માહરા બાપ બી ઘરયા..ઘરાતા ન હતા. તેઓ ગુસ્સે થતા, ધમકાવતા અને વળી નરમાસથી સમજાવતા બલ્કે કાલાવાલા પણ કરતા તેઓ માહરા કરતાં પોતાનાં સુખનો સવાલ આગળ લાવી લાવી મને ઘણી વધારે વીણવતા. 'તે પોરયો

જીવતો હતો, ત્યાં વેર તને ફરજ પાડવાનું અધરમી જાણી હું ખામોશ રહયો હતો,' માહરા બાપ કેહતા હતા, 'પણ હવે તેને ખુદાએ પોતે તાહરા રસ્તામાંથી દુર કીધો છે તો તું હવે તાહરી પોતાની શત્રુ પુરવાર ના થા. એમાં કશીજ શાંણપત નથી.'

"પણ મેં નાજ કહી, ને ગુસ્સાથી તેઓનો ચેહેરો કાળો ઠણક્ક મારી ગયો તેવણ જાણે દુન્યાઇ લોભને મુકાબ્લે પોતાનું પવિત્ર પાદરીપણું બી ભુલી ગયા—ઓ અધર્મી દુન્યા!

"'મીસ મીડલટન, શું હજી તમો મને ના પાડશો ને હંફાવશો?' વળી સર એલેક એક દિવસ પાછો મને સતાવતો આવ્યો.

"'સર એલેક, મને માંફ કરો,' મેં માંગી લીધું. "આએ જીંદગીમાં હું હવે કદી બી કોઇને ચાહી શકનારજ નથી.'

"'પણ કાંએ?'

"'તે કારણ હું આપી શક્તી નથી.'

"'જુઓ—માહરૂં માંનો; હું તમને એક રાણીનાંજ રાજ ને સુખમાં રાખી શકશ—માહરી એટલી બેશુમાર દોલત છે, અને—'

"'તમારી દોલતને આગ લગાડો,' મેં ધીરજ ખોહી દઇને કહ્યું. 'મેં કેટલી વાર તમોને સમજાવ્યું કે મને તમારા પૈસાની એક બી તુંભા નથી, ને તે વાત માહરી આગળ કદી બી કરતાજ ના?'

"તે ગુસ્સાથી લાલ થઇ ગયો.

"'તમે એક કમીનાને ખાતર મને એટલું અપમાન આપી શકોછ?' તેણે ગુસ્સાથી ધ્રુજતાં કહ્યું; 'વારૂં ઠીક છે, આપણે હજી બી જોઇશું. મેં તો કસમ લીધા છે કે કદી બી પરણવું તો તમ-

તેજ ને બીજી કોઇને નહીં. એમ તો માહરાં મોંહમાંથી મરજીનો એક બોલ બાહેર પડતાં મોટામોટા ઉમરાવોની બેટીઓ માહરો સ્વિકાર કરવા એક પગે ને આતુર છે!'

"'ત્યારે ત્યાંજ કાંએ નથી જતા? તેઓનેજ કાંએ નથી પરણતા? મને ગરીબને શું કામ સતાવેછ?'

"'સબબ કે ત્હારાપરજ માહરૂં દીલ લાગુંછ, ને હું તો તુંનેજ જીતવાનો!' તેણે પક્કા એરાદાથી બોલતો હોય તેમ કહયું—ને ગુસ્સા વચ્ચેજ તે મને છોડી ગયો.

"ત્યાર પછી મેં સખકરારનો એક દાહાડો બી જાણ્યો નથી. માહરા બાપ એક દીવાનાનીજ કીસમે વરતવા લાગ્યા, ને યાતો આપઘાતથી માહરી દુ:ખી જીંદગીનો છેડો લાવવો કે નહીં તો તેની મરજી માન્ય કરી એક મુડદાં જેવી જીવ વગરની કીસમે પેલા નાલાયકને પરણવું એવોજ માહરો હાલ થઇ રહયો. સુળી વચ્ચે સોપારી જેવી માહરી દશા થઇ હતી!

"પણ તેટલાં તદન નહીં ધારેલું બની ગયું. માહરા બાપ લકવાના ફટકાથી પટકાઇ પડયા, ને તે ને તેજ દાહડે બેહેસ્ત પામ્યા. એ ઘણુંજ તાજુબીભરયું બન્યું, ને હું તદન હેબત ખાઇ ગઇ. અમે મા દીકરી તદન રવડીજ ગયાં.

"તેવણ મોહોતનાં બિછાંણાં પરથી મને કાંઇ કેહવા ઘણુંજ ચાહતા હતા, પણ તેવણુની બિચારાની પડયાં ને પડયા જબાંન બેંચાઇ ગયલી હોવાના સબબે મુતલગ બોલી નહીં શકયા, ને તદન નહીં સંભળાએ તેવું તોતરૂં તોતરૂં જે બોલ્યા તે મને બરાબર સહમજ

પડયું નહીં. મને ઘણીજ શોકાતુર આંખોએ તેવણ જોતા, ને માહરો હાથ પકડી પકડીને કાંઇ કેહવા માંગતા, કે જે દરમ્યાંનમાં ફક્ત એટલુંજ મને સમજી શકાયું કે 'તાહરી માએને ખાતર.' મે, તેથી, તેવણને હીંમત આપવા તેવણનો હાથ લઇ માહરે માંથે મુકયો, ને રડતી આંખ્યોએ સધ્યારો આપ્યો જે 'માએજીને હું સમાલશ.' તેવણ, તેથી, કાંઇક રાજી થયલા ને સંતોષ પામેલા જણાયા, ને પછી બિચારા હક થયા, એટલે તેવણને અમો સદા સુધીના ખોહી બેઠાં.

"ત્યાર પછી મામલો બિગડતોજ આવ્યો. તેવણનાં મુવા પછીજ અમોએ જાણ્યું કે તેવણ તદન કરજુ થઇ ગયા હતા, ને અમો એક બી પેની વગરનાં લાચાર થઇ ગયાં હતાં. એમજ નહીં પણ વળી અમારા બાપનાં ભારી કરજનો બોજ પણ અમારેજ ઉપાડવાનો હતો! તેવણનું નામ નિષ્કલંક હતું તે પર આ બહુજ બુરો બટટો આવ્યો હતો, પણ અફસોસ, અમો બે ગરીબ અબળાઓ શું કરી શકયે?

"તેવણ કયાંથી લાવતા હતા ને કેમ અમારૂં ઘર ચલાવતા હતા તે હું કાંઇજ કહી શકતી નથી. અમો તો તદન મુફલસીમાંજ તેવણનાં મરવાથી ગરક ગયાં, અને યાતો લોકોની સખાવતથી અમારે પુરૂં કરવાનું હતું, અથવા તો સર એલેકને પરણીને—પણ ઓ, તે વિચાર હું કરી શકીજ નહીં.

"માહરી ગરીબ દુખી કાહેલી માતા! મને તેવણનું ઘણુંજ લાગતું હતું. તેવણ કેવાં ભલાં ને સાચાં હતાં. માહરા મરનાર હેનદીને તેવણ કેવાં ખરાં દીલથી ચાહતાં હતાં. માહરા બાપની સાથની સર

એલેકને વાસ્તેની માહરી લડાઇમાં તેવણ હંમેશ મારોજ ભાગ લેતાં હતાં. તેવણ ખરેખર ઘણાં ભલાં ને માયાળુ હતાં.

"મેં તેવણને ઘણી ઘણી હીંમત ને સધ્યારો આપ્યો. તેવણ મને બાહેર કોઇ કુટુંબમાં નોકરી કરવા જવાની તો રજા આપીજ નહીં શકયાં એટલે મેં ઘરમાંજ એક સ્કુલ ઉઘાડવાનો એરાદો કર્યો, પણ મને છોકરાં તે માટે મળી નહીં શકયાં. હું તદન નવી, નહીં જણાયલી અને બીનઅનુભવી એટલે શીક્ષકનાં કામ માટે કોઇ બી માબાપોએ કે કોઇ બી શીક્ષકોએ મને લાયક ધારીજ નહીં.

"હવે, તેથી, એ અમારી વધતી નાચારીનો લાભ લઇ પેલા દાવાદારે પોતાનો દાવો પાછો રજુ કર્યો. તે માહરી માતાને સુખી કરવા ને માહરા મરનાર બાપનાં નામને કલંકથી મુકત કરવાની "ઑફર" કરી મને લલચાવતો રહયો; પણ મેં મુસ્તકીમપણે હજી એ નાજ કહી. હું તો માહરૂં દીલ એક ને એકનેજ સપુર્દ કરી ચુકી હતી.

"'તેં તહારૂં દીલ એક તદન નાલાયકને આપ્યું છે,' સર એલેકે એક વખત કહયું.

"'ખબરદાર, ફરીથી એમ માહરી આગળ કદી બોલતા ના, સર એલેક,' મેં ગુસ્સાથી જવાબ કર્યો.

"'તે હું પુરવાર કરી શકશ,' તેણે કહ્યું. 'તે એક ઠગારો હતો. તેણે કદી બી તને કહ્યું હતું વારૂ કે તેની માતા હૈયાત છે?'

"'નહીં.'

"'ત્યારે આએ કાગળ પર નામ કે શરનામું છે ત્યાં તું લખીને પુછાવ. એ એની માએજ છે,' તેણે એક સ્લીપ મને પાસ કરતાં

કહ્યું. 'એ માતા પોતે કેહશે કે તેના દીકરાનાં નામ સાથે એક શરમભરેલો અપરાધ ને નામોશી સદાનાં જોડાયલાં છે.'

"'હું માનતીજ નથી,' મેં તુચ્છકારથી કહ્યું. 'તે તો એક ફિરેસ્તોજ હતો. તેને મેં ઓળખ્યો તેટલો તેની માએ બી ઓળખ્યો નહીંજ હોશે, અને તોબી તમોને જુઠા પાડવા ને શરમાવા હું જરૂર એની માયને લખીને પુછાવશ.'

"મેં લખ્યું. માહરી તો ખાત્રીજ હતી કે તે બુરાને ખોટો પાડવાનો એજ સૌથી સરસ રસ્તો હતો, પણ જવાબ તો મોગમ આ મુજબ આવ્યો:—

"'માહરા દીકરાનાં નામ સાથ એક નામોશી જોડાયલી છે તે ખોટી નથી. હું તેથી દુઃખી છું. તેથીજ અમે સદાનાં જુદાં પડયાં હતાં. તેનાં મોહોતના સમાચાર મેં ઘણાં દુઃખ સાથ જાણ્યા છે— મેરી ગોરડન.'

"સર એલેક તે જવાબની પરપુછ કરતો પાછો આવ્યો. મેં તેને તે કાગળ વંચાવ્યો.

"તે તુચ્છકારથી હસ્યો.

"'એ તો મોગમ લખે છે,' તેણે કહ્યું, "નામોશી તો ઘણી જાતની થઇ શકેછ. ખુંન, ચોરી, ખોટી સહી વિગેરે. તું એને ફરીથી એમ લખીને પુછાવ કે તમારાં દીકરાની નામોશી કાંઇ બેન્કના સંબંધમાં છે?'

"હું તદન ભડકી ગઇ. બેન્કના સંબંધમાં નામોશી શી હોએ —સિવાય કે ખોટી સહી અથવા ચોરી? શું માહરો અસરાફ હેનરી

તેવું કોઇ કરમ કરે?

"માહરાં મનનું સમાધાન કરવા, એમ છતાં, મેં પાછું તેમ લખીને પુછાવ્યું, અને માહરાં મોટાં દુખ વચ્ચે જવાબ લખાઇ આવ્યો કે 'હા. એ વાતનું દુઃખ મને એટલું બધું છે કે કાગળોથી તેની મને હવે વધારે યાદ વારે ઘડીએ મહેરબાની કરીને આપ્યા કરતાંજ ના.'

"સર એલેક તે વાંચી ખુબ મોજ પામ્યો, પણ મેં તેને ધિક્કારી કાઢયો. 'આદમી સરજતનો શીકાર છે,' મેં કહયું. 'આદમી ભુલ સારૂ સરજાયલું છે, ને તે કદી પાપમાં બી ભુલે તો તેને ધિક્કારવા કરતાં દયાથી ચાહવા સુધારવા ને સંઘરવામાં ખરો ખુદાઇ આશિરવાદ છે. હું એ જાણવા પછી તો માહરા હેનરીની યાદને એવડી દયા ને વધતાં વાહાલથીજ ચાહુંછ!'

"મને એમ તો કદી અજબ લાગ્યુંજ નહીં કે એક માએ જેવી માએ દીકરાની નામોશીને લગતા એવા ટુંકા તબકરા જવાબ તે કેમ કરે! તે તેને હુલકાવીને કે શીખવીને કોઇએ લખાવ્યું હોએ એમ તો તે વખત મને લાગ્યુંજ નહીં. મને દુન્યાના કાવાદાવાનો શું અનુભવ હોએ? હું તો એમજ માની ગઇ કે હેનરીએ બેન્કમાં કાંઇ ખોટી સહીનો જબુન અપરાધ આગલ કેઠે કીધોજ હશે—એટલુંજ કે તે છતાં તેને માટેનો માહરો પ્યાર તો એક તલ ભાર પણ કમ થઇ શકયો નહીં.

"સર એલેક તો એમજ માનતો હતો કે એ રસ્તે તે મને જરૂર જીતી શકશે, પણ તે ઠગાયો. તે ફોકટ ને ફોકટજ મને મના-

વતો પાછો ને પાછો આવ્યો. 'તું એક એવા કમીના અપરાધીને ચાહવામાં બી માન સમજેછ?' તેણે કહ્યું. 'આવી ઑકસફર્ડ યુનીવરસીટીની કેળવણી પામેલો તે માહરે ત્યાં એક મજુર તરીકે રહયો તેજ તું નથી જોતી? તેથી બી શું ત્હારી ખાત્રી નથી કે તે કંઈ દુરદરાજ મોટો અપરાધ કરીને અંત્રે નહાસી આવેલો હતો? તે અહીંથી હિંદુસ્તાન શું કામ જતો રહયો? નહીં કે નામદાર થવા ને તુંને જીતવા, પણ ખરેખર તો રખે પકડાઇ જાએ તે ફીકરથી, અને નામોશી અને જેલખાનાંથી બચવા!'

"આવી કીસમે તે જાયુક મને સમજાવતો રહયો, પણ માહરૂં કલેજું તે વ્હાલાના બાબમાં કાંઇ પથ્થરતુંજ થઇ ગયું હતું કે શું તે મેં તો કાંઇ માન્યુંજ નહી, અથવા માન્યું તો તેપર મુતલગ ધ્યાંન આપ્યું નહીં. તે અપરાધી હોય તોબી મને તો તેનાપર દયા ને હેતજ આવતું! હવે શું? હવે તો તે ગુજરી ગયો હતો, તો ગમે તેવો તે હતો તોબી તેની પાક યાદને વફાદાર રેહવા માહરી પવિત્ર ફરજ હતી એમજ મને લાગ્યું.

"હવે તેથી નીચ સર એલેક વળી બીજીજ રવેસે મને સાહાત કરવા માંડયું. 'હજી બી માન, હજી બી સહમજ ને માહરી થા,' તે માંગી લેતો હતો; 'અગર નહીં તો ખચ્ચીત જાણજે કે તે મરનારનું એ પાપ હું જગતને જાહેર કરસ. લોકો તેનાં નામપર ગરી રીટે છે, ને એ ઝપાઝપીમાં બચ્ચાં અને બૈરાંઓને બચાવી તેણે જે બાહદુરી બતાવી તેની યાદમાં સરકાર તરફથી તેજ જગ્યાએ એક યાદગાર મોન્યુમેન્ટ બંધાવાની હીલચાલ થાએછ તે હું બધી બાંઢ

ડાવિશ. હું લોકોને તે તદન નાલાયક ને લુચ્ચો હતો તે એકદમ જાહીર કરશ!—હવે શું કેહેછ?'

"અને ત્યારેજ હું નાચાર થઇ ખરી!઒, તે હું કેમ થવા દેઉં? જેની યાદ મને પવિત્ર હતી—જેને માટેનું હેત હજી માહરામાં અખંડ હતું તેનાં નામને મુવા પછીનો આં ભયંકાર અપજશ હું કેમ પોંહોંચવા દેઉં? મેં તેને તેના એ હીચકારા કરૂદથી હાથ ઉઠાવા ઘણો ઘણો સમજાવ્યો, પણ તેણે માન્યું નહીં, અને માહરા પ્યારા માટેના પ્યારને ખાતર એ ભ્રષ્ટના હું થવા દેઇ શકી નહીં. તેથીજ હું કબુલ થઇ. તે વ્હાલાને ખાતર મેં માહરૂં વેચાણ કરયું. માહરા પ્યારાની ઇજજતનેજ મેં માહરી પવિત્ર લાગણીનુ બળીદાન આપ્યું. તેનું નામ નિષ્કલંક રેહવુંજ જોઇએ, તેણે મરતી વખતે મેળવેલી કીરતી યાદગાર ને અમર રાખવા માહરે ગમે એ ભોગો આપવાજ જોઇએ એમ મને લાગ્યું—અને ત્યારે ને ત્યારેજ હું કબુલ થઇ!

"હું કબુલ થઇ, પણ તે હેમકને મેં ખોલ્લું જાણવા દીધું કે તે માહરાં શરીરનો માલીક થવા સિવાય બીજું કાંઇજ મેળવવાનો નથી. માહરો પ્યાર-કદી બી નહીંજ! તેની એ કરપીણ નાતરસ હીણપસ્તીભરી ચાલથી઒ર હું તેને જયાદા ધીક્કારતી હતી તે બી મેં તો તેને કહી દીધું.

"કબુલ બી હું કાંઇ એકદમ થઇ નહીં. તે મને દમરાવી ગયો તે ને તે રાત્રે માહરો હેનરી મહને સ્વપ્નામાં આવ્યો. મેં જોયું કે તે રડમસ હતો. 'વ્હાલી, મને બચાવ!' તે માંગી લેતી

કીસમે મહને કેહતો હતો; 'માહરાં નામને લગતી એ મોટી નામોશી બચાવ! તું મહને નહીં બચાવે? માહરે ખાતર એ માહરા મુદ્દઇની એટલી માંગણી મંજુર કર!'—અને એ ભણકારાપર હું જાગી ઉઠી ત્યાર પછી ને પછીજ મેં તેની તે પાપી યોજણા બાહાલ રાખી!

" 'હું તમારી સાથ આએ કીસમે ફરજ્યાત પરણવા કબુલ થાઉંછ તેથી તમોને સાંમુ એમ નહીં લાગતું કે હું તો હજી તેનેજ ચાહુંછ ને તમોને મુતલગ ચાહતી નથી?' મેં પુછયું.

" 'તેની મહને કાંઈ પરવાહ નથી,' તેણે તુચ્છકારથી કહ્યું; 'તું મને પ્યાર વગર બી પરણવા હા કેહે ને માહરી થાએ એજ માહરૂં માંગવું છે. મેં છેક દીવાન્યતપણાંની હદ સુધી એ વાતપર માહરૂં દીલ લગાડયું છે.'

"અંતે ત્યારે હું કબુલ થઇ, અને અમારાં લગન થયાં; અને આ, કોઇ તેમાં માહરો વાંક કાહાડશે? કોઇ મને બેવફા પુકારશે? શું માહરો આગલો પ્યાર માહરાં એ વર્તણ સારૂ માહરાપર ખફા થશે?

"તે એક માહરી જીંદગીનો સૌથી કંગાળ દાહડો હતો—અમારાં લગનનો દાહડો! માહરૂં હૃદય ફાટફાટ થતું હતું, ને માહરૂં માથું અત્યંત દુખતું હતું.

"તે હનીમુન પણ એક ફાર્સ હતો. તે તેટલીજ કંગાળ ને મને તમામ અણગમતી એક કમકમાટભરી ક્રિયા હતી. લોકો મને મુબારકબાદી આપતાં ને ઘણીક છોકરીઓ માહરાં એ મોટાં "સુભાગ્ય" માટે માહરી અદેખાઇ કરતી, પણ ખરી વાત શી હતી તે એકલા

હુકમવાલાને રોશન હતી.

"રડતીનાજ માહરા દિવસો ગયા. સબ્બારો ફક્ત એ હતો કે એમ કરીને મેં માહરા પ્યારાનાં પવિત્ર નામને પોંહોંચતો એક નાપાક કલંક બચાવ્યો હતો. તેજ અને તેજ આએ મોટાં દુઃખની માહરી જીંદગીમાં મને ટકાવી રાખનાર સાંધણ પુરવાર થયું હતું.

"હવે પરણ્યા પછી એક પરણેતરના પ્યારને નહીં તો ફરજને મેં સાચી નીવડવાને મેહેનત કરવા માંડી. તેમ બી નહીં કરવું એ તો ગલીચ હતું, ને તેથી તે મને ગમ્યું નહીં. હવે તો પડયું તે પંજરવાનું. સબુરીથી સઘળું ખમી જવા ને સહન કરવાથી વધારે હું શું કરી શકું?

"હું તેને રાજી રાખતી તેના દોસ્તો આવે તેને માયાથી 'રીસીવ' કરતી. કોઇ બી રીતે તેનો ને માહરો જાહીરમાં વગર અગતનો હુરયો ને ફેસતો નહીં થાએ ને લોકોને હસવાનું સાંધણ નહીં મળે તેની હું સંભાળ લેતી. ફકત તેને ચાહ્યા સિવાય હું સઘળી ફરજો અદા કરતી.

"પેહલાં તો એ માહરા પ્યાર વગર તેને ચાલ્યું, પણ પછી તે માટે ને રોજ માહરા સાથ લડવા ને ખખેયાં તોડવા લાગ્યો. મેં તેને એમ છતાં પેહેલેથીજ કહેલા માહરા કરારની યાદ આપી. તેણે તે ઉપરથી બંડ મચાવ્યું, અને એમ રોજના કજ્યા અમો વચ્ચે ચાલુ થયા અને ચાલુજ રહયા.

"અને પછીજ તેણે ખરી વાતનો ભડકો ફોડયો, કે જે સાંભળતાં માહરી છાતીજ ફાટી ગઇ. માહરાં વહાલાનો તો એક બી દોષ

ન હતો, ને ફક્ત તેના બાપની બેન્કે, બીજાઓની દગલબાજીનાં પરીણામમાં, દીવાળું કાઢયું હતું તે બધી વાત માહરૂં પાકીને પલેથર થઇ જાએ તેમ પછીથી તેણે ઠંડે કલેજે મને કહી, અને એ નાપસંદ લગનના સંબંધમાં મને જે એકજ સબ્યારો ને મન મોટું કરવાનું હતું તેટલું માહરૂં સુખ પણ તે કરપીણે લુટીજ લીધું. ખરેખર, માહરાં પેટમાં તો તેથી જાણે છાગરાજ ઉઠયા! હું માહરાં વરસ વેચી એમ બેવકુફ ને પાપી થઇ તેથી મને હવે અણહદ પસ્તાવો થયો.

"મેં તો માહરા વહાલાને કદી બી ગુન્હેગાર માન્યોજ ન હતો. હું તો તેની નેકીમાંજ માનવાવાળી હતી, છતાં મેં કેમ એ થાપ ખાધી તે મને સમજાયું નહીં; પણ હવે ઉપાય શો? બની નહીં બની કેમ થનાર હતી?

"પણ એથી માહરો એ કપાત્ર આસામી માટેનો ધિક્કાર એકદમ લખ્ખો મરતબા જાસ્તી વધી પડયો, કે જ્યારે માહરૂં એકજ સુખ—એકજ મોજ માહરી "બેબી" થઇ. તેની પછવાડેની જંજાળ ને રોકાંણોમાં હું માહરૂં દુઃખ પછીથી ઘણું ભુલવા લાગી, અને હવે ફકત માહરાં મોહોતની આરજુમાં, ખુદાના તે પાક આશિરવાદની વાટ જોતી, હું તે માહરા નેકબખ્ત વાહલાને પેલી જેહાંનમાં મળવાને માહરાં સાચ્ચામાંસાચ્ચા પ્યાર ને પવિત્રમાંપવિત્ર યકીન સાથ આજે બી ખોટી થઇ રહેલી છું!"

આ મુજંબ તે માહરી વહાલીએ તે નોંધપોથીમાં લંબાણ

વીગતે પોતાનો તમામ ખુલાસો ને એકરાર પોતાના પ્યારા હરફોએ ઉતારેલો હતો. તે એ પોથી દેખીતી રીતે પોતાના જીવથી જ્યાદા સાચવતી હતી, પણ આજેજ ગફલતથી તે એકને બદલે બીજી બુક ઉપાડી લઇ જઇ એમ બેફાંમ રહી હતી, કે જેનાં પરીણામમાં તે ચોપડી, ખુદાના સરજેલા સંજોગોને આધારે, માહરા હાથમાં આવી હતી. તે મેં, ઉપર મુજબ, તેને તે રાત્રે બેસીને અવલથી આખીર તક વાંચી લીધી—અને તે વાંચ્યા પછી મેં તે નેકબખ્ત માહાબુબને માટે માહરાં મનથી શું ધારયું, ને હવે આગળ કેમ કામ લેવાનું નકકી કરયું તે બધું અત્યારેજ બ્યાન કરી કહી દેવાની કાંઇ જરૂર છે?



## પ્રકરણ ૧૫ સું.



ઓ તે નેકબખ્ત, પાકજાદ, પવિત્ર મધુરી! કોણ તે બાવફાની એટલી બધી પાકીજગી, નેકી અને અશોઇને દુર્વાદ બોલવાની હીંમત કરશે? આહા, વ્હાલાં વાંચનાર, તે નોંધપોથીમાં વર્ણવેલા બનાવો ને વિચારો જે આગલાં પ્રકરણોમાં તમોએ વીગતવારે વાંચ્યા છે તે વાંચતાં મને તે માહબુબ માટે જે હદ વનાનું હેત ને બ્યાંન નહીં કરી શકાય એવું માન બરપા થયું તેનો વિસ્તાર હું તમને મુતલગ સમજાવી શકતો નથી. માન ને હેત તો તે વહાલી માટે

મને સહાનુંજ હતું, મગર એ તેણીએ તુલોત્વીલ લખેલી કાંહાંણીના બાએસથી જાણે તેના સબબે આખી દુન્યાનાં સ્ત્રી-મંડળને શોભા મળેલી મેં જોઇ, અને તમામ ઓરતવર્ગને હું ઇજ્જતથી ચાહતો ને વખાંણથી માન આપતો થયો. ખરેખર, ઓરતોમાં એટલી હદ સુધીની વફાઇ—એવી પાકીજગી, એટલી અશોઇ હોઇ શકે એ માહીતી ને ખાત્રી માહરી જીંદગીના અનુભવમાં મને નવીજ હતી, ને નવી છતાં ત્યારેજ મેં માનથી એકદમ કબુલ કરયું કે સદગુણી ઓરતોની વખાંણમાં કવિઓએ ગાએલું ને વારતાનવેસોએ વર્ણવેલું બોલેબોલ ખરૂં હતું ને છે. દુન્યા તેની અજાયબીઓમાં ખાલી નથી, ને એવી ફીરેસ્તાઇ ખસલતના અબળાઓ દુન્યામાં ઘણી નહી તોમાં એટલી પુરતી સંખ્યામાં હોવીજ જોઇએ કે જેથી તમામ સ્ત્રી-મંડળ મગરૂરીની સરકશીમાં હંમેશ ઉંચું જોતી ફરી હરી શકે!

બીજી સહવારે હું તે નોંધપોથી માહરા ડગલાના મોટા ખીસામાં છુપાવીને માહરી નોકરીપર પાછો ફર્યો, ને બગીચામાં ગયો તેવીજ સુંદર મે માહરી ભણી આંફલીફાંફલી દોડી આવી.

"સ્મીથ," તેણીએ કહ્યું, "ગઇ સાંહજે હું આએ બાગમાંની પેલાં સીડાર નીચેની માહરી ટેબલ પર એક માહરી અગતની ચોપડી ભુલી ગેઇછ. તમે તે જોઇછ વારૂં? વરસાદનું ઝાપટું થયું તે આગમચ તે અહીં રહી ગઇ હતી. તેને બદલે તેજ છે એમ સમજીને ભુલથી હું એક બીજી ભલતીજ બુક રૂમાલમાં બાંધીને અંદર લઇ ગઇ, ને તે અહીંજ રહી ગઇ હતી. તે માહરી ઘણીજ ખાનગી ને ઘણીજ જરૂરની ચોપડી છે. તે જતી રેહની નહીંજ જોઇશે. તમે તે

કેયે જોઇએ ?"

આહા, તે વહાલીનો તે વખતનો તે ગભરાટ જોવાજોગ હદ સુધી રમુજી હતો. તે નોંધપોથીને લગતી પોતાની ગફલત તેણીએ પાછલથી જોઇ લીધી હશે માટે તે ઘણીજ ફીકરમંદ અને ઉદાસી બની ગયલી નજરે આવતી હતી, ને તે પોથી છુપાવીને માહરી સાથે લઇ જઇ મેં તે મીઠી પ્રિયાને એક આખી રાતની બેચેની થવા દીધી તે માહરાં શરમભરેલાં ઘાટકીપણાં માટે હું પોતાને જાણે માફ કરી શકયોજ નહી!

હુ તેને એટલું બધું બોલવાજ નહીં દેતે, પણ મનની ઉશ્કેરણીમાં અસાધારણ ઝડપે તે ઉપલું બધું એટલું દમબદમ બોલી ગઇ કે જાણે મને જવાબ કરવાનો તેણીએ વખતજ ન આપ્યો. તેણીની મકસદ તો એ પવિત્ર એકરાર તેણીનાં મરણ પછીજ લોકોમાં વંચાએ ને લોકોની જાણમાં આવે એવી હતી, માટે જીવતાં જીવત તેણીની ગફલત કે નાદાનીના સબબે તે નોંધપોથી કોઇના હાથમાં જાએ ને વાંચવામાં આવે તે ખ્યાલ તે દેખીતી રીતે ખમી શકતી ન હતી.

"ફીકર ના કરો, માહરાં લેડી," મેં તે ઉપરથી તરતજ તેણીને હીંમત આપીને હસ્તે ચેહરે કહ્યું; "તમો બાઇ તે એક ચોપડી રૂમાલમાં બાંધીને મેહેલમાં લઇ ગયાં ત્યાર પછીથી વરસાદ થયો, વાસ્તે ટેબલપરની બધી ચોપડીઓ સંભાળથી ઉપાડીને મેં માહરા પેટારામાં ઉંચી મુકેલી છે. તમો મેહેલમાં સિધારો—હું એક મિનીટમાં તે બધી લેઇ આવીને અંદર આપી જવશ."—અને તે એ સાંભ-

ળીતાં છુટકારાનો દમ ખેંચી કાંઇક નીરાંતથી ફીકકું હસી. મેં તે ચોક્કસજ ચોપડી ઉપાડીને ઉંચી કરી હોએ તે માટે તે જોકે હજી કાંઇક શંકા ખાતી જણાતી હતી, તોપણ એટલી બધી અધીર માહરા જેવા એક નોકર આદમી સમક્ષ બનાવી દેવામાં તેણીએ ગેરસલુક જોઇ લીધું હોએ તેવી કીસમે તે મને "ઠેંક યુ" કહીને તુરત વેળા તો એક રાણીને છાજતા રોબ ને દમામથી મહેલમાં ચાલી ગઇ.

તે પછી જઇને તે બગીચાનાં ખુણાંમાં મુકેલો માહરો દેવદારી પેટારો મેં ઉંઘાડયો, ને તેમાંથી પેલી અલફાતુ નૉવેલો કાઢી. તેની સાથે પેલી ખીસામાંની નોંધપોથી બી મેં મેલવી દીધી, અને તે સઘળી ત્યાર કેડે હું મેહેલમાં લઇ ગયો.

ત્યાં પોતાના આગલાજ ઓરડામાં મે હજી બી બેચેનીથી ઉપર નીચે ફેરા લેતી માહરી વાટ જોતી હતી, ને મને જોતાંજ તે ઉલટમંદ માહરા ભણી ધસી આવી. એ વખતે માહરી પોતાની લાગણીઓની સમાલ કરતાં અને હું માહરી ઉશ્કેરણીઓના સબબે પકડાઇ નહીં આઉં તેની સંભાલ લેતાં મને જે જેહમત થઇ તે એકલા માહરા ખુદાનેજ ખબર છે.

મેં તે ચોપડીઓ તેણીના આતુર હાથોમાં મેલી, અને ત્યારે સંતોશનાં એક પ્રગટ આહ સાથે તેણે તેમાંથી પેલી નોંધપોથી ખેંચી લીધી, ને બાકીની બધી નૉવેલો બેદાદ કીસમે બાજુમાંના સોફાપર ફેંકી તે ઉતાવળે ત્યાંથી પોતાના ખાનગી ઓરડામાં જતી રહી.

પણ જતાં જતાં પણ પોતાનો વીવેક કાંઇ તે વાહલી ભુલી

નહીં. તેણીએ એકાદ પલ માહરા ભણી ટીકીને જોયું ખરૂં!—એમ માહરી આંખોમાં વાંચી લેવા કે તે પોથી વાંચવાની મેં કશી બી એઅદબી કરી હતી કે નહી, પણ મેં બાહેરથી તદનજ શાંત, અજાણ્યો અને નફકરો દેખાવ સાચવી રાખ્યો એટલે તે વળી એક મીઠાં 'ટેંક યુ' સહીત મને એ મુજબ છોડી ગઇ.



## પ્રકરણ ૧૯ મું.



હવે કેહવાનું થોડુંજ રહયું છે. સર એલેક સ્કૉટલેન્ડમાં ધારવા કરતાં ઘણો વધારે જાસ્તી રોકયો. તેને શીકારની લેહે હંમેશ ઘણી મોટી રેહતી, અને તે આંઠ પંદર દિવસના એરાદાથી ગયલો તેટલી મુદતમાં કદી બી પાછો ફરતોજ નહીં. તેજ મુજબ, વળી, આ વખત પણ તે પાછો નજ ફર્યો, ને પાનખર ઋતુ બેસતાં લેડી હોપ તો તેની વાટ જોતાં જોતાં થાકીને પોતાને ઘરેબારે જતી રહી, જેથી હવે લેડી ગ્લેન મેહેલમાં તદન એકલી પડી ગઇ; પણ તોબી તે કાંઇ આવ્યો નહીં ને લેડી ગ્લેને તેને ઉતાવળ કરી તેડયો બી નહીં. તેણીને તો એકાંતજ જોઇતું હતું. તે તો એકાંતમાંજ એકલી એકલી બેસી મને યાદ કરવા ને માહરાં મોહોતનો ગમ કરવા ચાહતી હતી. હું જોતો હતો કે હું તેની દરેક હીલચાલમાં તેણીની સાથે ને સાથેજ હતો, ને તે પાકજાદ મધુરીની યાદથી એક પલ બી અલગો ન થતો

હતો એ હવે—ઉપલો એકરાર વાંચી લીધા કેડે—જોવાનું માહરે માટે તમામ સેહલ થઇ પડયું હતું.

તે પોતાનાં એકાંતમાં એકલીજ પુરતી સુખી હતી, ને સર એલેકના ચાલુ ફેસાદ ને રોજના કંટાલા વગર તે હમણાં પોતે તમામ નીરાંત માની રહી હતી. તે વાંચતી, ફરવા હરવા જતી, સીવવા ગુંહવાનું કરતી, કે ગાતી વગાડતી; અને એમ કરી સંતોશનાં દેખીતાં સુખ વચ્ચે એક તમામ શણાગત રવેસે તે રોજ કામ લેતી રહી હતી, જે બધું બાડી આંખે બારીકી સાથે જોવા ને તપાસવામાં મને ઘણી મજાહ મલતી.

પણ હવે મને લાગતું હતું કે સર એલેક ઘેર પાછો ફરે એટલે માહરે આ નોકરી છોડી જવીજ સજાવાર હતી. હું નાહક ત્યાં રહી તેણીને લગતા માહરા રોજના સંતાપથી ભઠીમાં ભુંજાઇને ભસ્મ થયા કરતો હતો, અને તેમાં હાંસલ શી? તે નેકબખ્ત નાજનીનના તમામ પવિત્ર એતેકાદોનો એકરાર વાંચ્યા પછી હવે માહરે ત્યાં રેહવું ને થોબવું, મેં લાંબો દરયાફ્ત કરતાં જોઇ લીધું કે, તમામ નામુનાસેબ હતું. હવે જો સર એલેક અથવા મે પોતે મને કદી ઓળખવા પાંમે તો ખુંનામરકી ને ખાનાખરાબીનોજ સોદો ત્યાં બરપા થાય, અને તેથી તે વહાલીના બાબમાં બીજો કશો બી વધતો અનર્થ ન થવા પાંમે તે મકસદથી સર એલેક મેહેલમાં પાછો ફરે એટલે તરતજ રજા લઇ એ નોકરીપરથી હાથ ઉઠાવા ને મીઠી મેન સદા સુધીની ભુલી જવાની મતલબથી કોઇ દુર દેશાવર જતો રહેવાનો મેં માહરાં મનથી પકકો નિશ્ચય કરી મેલ્યો હતો.

• પણ તેટલાં તો તદન નહીં ધારેલું અચણુચ અને અચાનક કાંઇક નવુંજ બની ગયું, કે જેથી એ માહરી ધારેલી ધારણાઓ એકદમ ઉલટાઇ ગઇ!

તે એક ઘમઘોર દિવસ હતો. વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો, અને સુર્યનારાયણ સહવારથી પોતાનાં નુરી દર્શણ કોઇની બી નજરે લાવ્યોજ ન હતો. એવે દિવસે બપોર થતાં સુધીમાં "ઍથરસ્ટન હાલ" ખાતે એક ઘોડેસ્વાર મારતે ઘોડે કાર્નસોરથી નિકળેલો એક "તાકીદ" નો તાર લઇ આવ્યો. તે તાર લેડી ગ્રેનને પોતાને નામનો હતો, અને તે તારે તે મેહેલમાં વસવાવાલાં નાહનાં મોટાં સર્વને ગભરાતની તાજુબીમાં એકદમ દંગ કરી મેલ્યાં! તે તારમાં એવા તે એ શા સમાચાર ધસડાઈ આવ્યા હતા?

તેમાં સર એલેકનાં નહીં ધારેલાં મોહતના દેહેસ્તનાક સમાચાર આવ્યા હતા!

તે તાર આવ્યો ત્યારે લેડી ગ્રેન બગીચામાં સરેસ્તા મુજબ વાંચતી બેઠી હતી, ત્યાંજ તે તાર એક ખીદમતગાર લઇ આવ્યો, જે તેણીએ તાજુબીમાં ખુલ્યો, અને તે વાંચી રહયા પછી એક પુતલાં જેવી ફીક્કી, ધ્રુજતી હાલતે, તે બેઠી હતી ત્યાં બેસીજ રહી! તે તમામ હેરત થઇ ગઇ. તેણીએ જે વાંચ્યું હતું તે જાણે તેની અક્કલ કબુલજ કરી શકતી ન હોએ તેમ તેણીએ તે પાછું અને પાછું વાંચ્યું. તે સમાચાર તદન નહીં વકી રાખેલા, ઓચીંતા અચાનક અને એકદમ આવેલા હોવાથી તે બાંનુના ગભરાતનો સુમારજ રહી શકયો નહીં. તે અલબત તે વાંચીને રડી પડી નહીં, કે રડી

પડવાના તેણીએ જરા બી જુદા ઢોંગ કર્યા નહીં; પણ બ્યાંન નહીં થઇ શકે એટલી બધી ઉદાસીથી તે એ તાર પોતાના ધ્રુજતા હાથોમાં પકડી રાખી કેટલોક વખત તો બેતાકાત બેઠી હતી ત્યાં બેસીજ રહી. તે પછી અંતે માહા જેહેમતે પોતાનાં મનનું સમાધાન કરી તેણે સર એલેકના સેક્રેટરીને લાયબ્રેરીમાંથી પોતાની હજુરમાં બોલાવી મંગાવ્યો, ને તે આફતનો તાર તેને પાસ કરી મેહેલમાં સર્વને તે મોટાં દુ:ખની વાત વીદીત કરવાની તેણીએ ગલગલતે સ્હાદે ને ધ્રુજતા હોઠોએ તેને ફરમાસ કરી. તે પછી તે ઉઠીને પાધરી પોતાના ઓરડામાં ગઇ, ને બારણું અંદરથી બંધ કરયું.

તે જોતજોતામાં સોહાસનના સણગારમાંથી વીધવાપણાંનાં શીહા કફનમાં ધંસડાઇ ગઇ હતી! એ એટલું અજબજેવું બન્યું કે જાણે તે ખરેખરૂં બન્યું હોય એમ નોકર નફરો વગેરે એકદમ માની શકયાં નહીં. ખચ્ચીત, જીંદગી એટલી નાપાયદાર ને મોહોત બાજે વખ્ત એવું સીતાબીભરયું અને કાંટાબાજ થઇ શકે એ ખ્યાલની ખાત્રીમાં સર્વ મારે ફીકર હવે થસ થઇ ગયાં.

તે તાર ટુંક હતો.

સ્કાટલેંડના "ત્રેવરલોક કાસલ" ના લોર્ડ ગ્રાન્ટ તરફથી તે લેડી ગ્લેનને શીરનામે કરેલો હતો. તેમાં લખેલું હતું કે:—

"જણાવવાને ઘણું દુખ ઉપજે છે કે આજે સહવારે સર એલેકનું અત્રે અચણચું ને ભયભરયું મુત્યું થયું છે. તેઓ તદન સાજાતાજા પોતાની ભરેલી બંદુક લઇ બીજા થોડાક દોસ્તો સાથે શીકારે ગયલા, જ્યાં બંદુક તેમના હાથના એક આંચકાથી અચાનક

ફુટી, ને ગોલી એકદમ તેમની છાતીમાં પેવસ થતાં એકજ દમદાં સાથે તેઓ બીચારા પોતાના ગોઠયાઓના પગ પાસે મુડદું થઇ પડયા. મરનારની લાશને એથરસ્ટન હૉલમાં લાવવાની હું ગોઠવણ કરૂં છું. લાશ સાથે હું પોતેજ આવવા ધારૂં છું."

ઓ મોહોત! મોહોત! તું બાજે વખ્ત કેટલું રીતાગી અને ફાંટાબાજ થઇ શકે છે! માનવી જ્યારે મગરૂરીની મસ્તીમાં, જવાનીનાં જોશમાં, જન્મોજન્મ જીવવાની મુસ્તાકીમાં, બેખોફ બેખતર મોજમાં માહાલે છે ત્યારે મોહોત તેને માથે ઘુમતું કે પગ તલે ધસડાતું હોવાનો તેને કદી ખ્યાલ બી થતો નથી; અને તે છતાં તનની અને મનની બીલકુલ દુરસ્તી વચ્ચે બી કેવા કાજગરા જીવ કેવા નહીં ધારેલી કીસમે કબ્જ થઇ ગયલા જગ જાહીર છે! એ બીમારીની ચેતવણી વગરનાં મોહોત, વકી વગરનાં અકસ્માત મરણો ખરેખર જેઓ ચેતવા ને ચોંકવા ચાહતાં હોએ તેમને માટે જીંદગીની નાપાવદારી માટે પુસ્તકો તુલ્ય સબકો રજુ કરી શકે છે.

અકાળ મરણોનો પ્રકારજ એ હોય છે. દીવામાં તેલ અને કાકડો બંને મોજુદ છતાં, અને દીવો પુરતાં તેજથી પ્રકાશતો હોએ તેમજ તેની અવધ પુરી થતાં સુધી પ્રકાશ્યો જશે એવી તેની તરફ જોનારાંઓની દરેક ખાત્રી છતાં, બાજે વખ્ત પવનના એકજ ફુંકાટાથી તે એક ઘડીમાં ગુલ થઇ જાય છે તેમજ આદમીની જીંદગીનું જાણવું. તેમાં બી એજ કીસમે હૈયાત બાકી છતાં અકાળ મરણના અજબજેવા સંજોગોનો તે માહાનામી સાહેબે સમાવેશ કરેલો છે, ને તેથીજ આદમીનાં તકદીર જીવનની પાણીના પરપોટા સાથે

કવીઓએ સરખાંમણી કરેલી છે. "પાંણીના પરપોટા સાંની ફાંની જીંદગાની" માટે નાટકોમાં જે ગવાય છે તે ઘણુકેનાં લક્ષમાં હશેજ.—પણ હું આ માંદુરી વારનાથી ઘણો વેગલો ઉતરી ગયો.

આખા મેહેલમાં ગભરાત અને ચુપકીનો અમલ ચાલુ થયો. જાણે મોહોત ત્યાંજ થયું હોય તેમ સર્વ કોઇ અંગુઠાપર ચાલતાં ને એકમેકના કાનપર પડીને ગુસગુસ વાતચીત કરતાં. પરદાઓ ઉતારવામાં આવ્યા, બારીઓ ઢાંકવામાં આવી, અને શોકાતુરપણાંની સઘળી સામગ્રીની એકદમ ત્યાં ધમાલ ચાલી રહી.

અરેરે, કોણ જાણતું હતું જે સર એલેક મેહેલમાંથી જીવતો જાગતો, ખુશાલ અને તનદરોસ્ત, ઉલટમંદ અને મોજીલો બાહેર પડયો તે મુવેલોજ ત્યાં પાછો ફરનાર હતો? હજી તો આગલી સ્હાંજેજ તેનું એક કાગળ મેને મલ્યું હતું. તે કાંઇ કાલજીવંત કે પ્યારભરયાં પત્રો લખતો હતો નહીં—તેવો તેનો ખવાસજ ન હતો, ને તે રકમનો તે એક ભરથારજ હતો; પણ ચાર આંઠ દિવસે સાધારણ ખબર અંતરનાં તે કાગળો લખતો ને મંગાવતો તે તોરનું તે એક હતું. તેવું તેનું એક છેલ્લું કાગળ હજી તો ફક્ત આગલી સ્હાંજેજ તેની પરણેતરને હાથ આવ્યું હતું, અને તેથી જયારે મેએ તેને એટલો અચાનક તેના 'વ્હાલા હેનરીને હસાબ આપવા' અત્રેથી કુચ કરી ગયલો જાણ્યો ત્યારે તે માહણુબ એકદમ હડબડી ગઇ તેમાં ઝાઝું અજબ થવાનું નથી.

લોકો અને નોકર નફરેનો તે આખો રસાલો વટીક બહુજ

અલબત માહરાં કપાલપરનો પેલો લોહીઆલ સરેતો મને ચગોર ચસ્મોવાલાં લોકોમાં પાછળથી ઓલખાવીને ફસાવી આપે એમ મારે બીહીવાનું તો હતું, મગર તે વાતનો ફેસલો મેં "ચાન્સ" ને સપુર્દ કર્યો હતો. હાલમાં તો હું જે સ્થિતીમાં હતો તે સ્થિતીમાં જો જાહીર થાઉં તો નોકર નફરોના વર્ગમાં વધારે નાલેશીનો ધોંધાટ બરપા થવાનું સહજ સંભવતું હતું, અને તેટલામાટે એત્રે કાચે પાયે કામ નહીંજ લેવાનો મેં ડાહપણભર્યો ઠરાવ કરી મેલ્યો.

એ ઠરાવને અનુસરીને, તેથી, થોડાક દિવસો વચમાં વહી ગયા બાદ હું એબલને એકાંતમાં મલ્યો, ને મેં તેનાથી રજા ને રૂખસદ ચાહી લીધી. મેં એમજ અડાવ્યું કે બાહેરગામ મને ઘણા વધતા પગારની એક નોકરી મળતી હતી, ને તેમાં માહરૂં ઘણું સારૂં થવાનું સંભવતું હતું માટેજ હું જતો હતો. એમ છતાં મેં તે અમીરી ખવાસના ખરા પરગજુ ગરીબની ભલાઇ જવા આગમચ ખરાં દીલથી જાબજા વખાંણી, અને તેનું દીલોજાન હેસાન માનતાં જે યથાશકિત તે વખતે મેં માહરાં હેસાંનની ઇધાંણી તરીકે બદલા કે ઇનામમાં તેને આપવા માંગ્યું તે જોકે તેણે લીધું નહીં, તોપણ તે અને તેની ભલી ભારજા માહરાથી તમામ સંતોશ પામેલાં જણાયાં, અને ઘણી દીલગીરી ને હેતની ઘણી ઘણી લાગણીઓ પ્રદરશીત કરીનેજ માહરાથી છુટાં પડયાં.

હું તે પછી પાધરો લંડન ગયો. ત્યાં જઇ અવલ તો મેં માહરી પેલી એબ્યલ દાહડી બોડાવી નાંખી, અને પોશાક વિગેરે પ થોડાક નવો ખરચ કરી હું બનીથની માહરી રેડ લાનસર્સ રીજમીટમ

પ્રથમ હાજર થયો. ત્યાં માહરા ગોઠયાઓએ મને તરત પીછાંણ્યો, ને તેઓની તેમજ માહરા વડાઓની હદ વનાની અજાયબી ને ખુશાલીનો પાર રહયો નહીં. ત્યાર પછી મેં માહરાં તમામ વીટંબણાંની વાત તેઓને ટુંકમાં બ્યાન કરી સમજાવી, ને મદ્રાસની રીજમીટની મદદથી હું સ્વદેશ પાછો ફરવા પામ્યો હતો તે હકીકત સાંભળી તે સઘળા દીલસોઝ દોસ્તોને ઘણો સધ્યારો મલ્યો.

માહરા વડાઓએ તે પછી મને વધારે મોટાં ઑનર્સ સાથે મોટી પદવી ઉપર અને ઘણા સારા દરમાયાપર પાછો કાયમ કરવા માંગ્યો, પણ મેં તુરત વેળા ઘણાં માનથી તેની નાં કહી, અને માહરા પગારો ને ઇનામો સાથે જે એક પાદશાહી અનામત ત્યાં જમા રહી હતી તે માત્ર લઇને હું તુરત ગ્લેન ગામ જવા સારૂ ત્યાંથી પાછો નીકળી પડયો.

અને તાજુબ કે હું કાર્નસોર પાછો ફર્યો ને ગ્લેન જવા નિકળ્યો તે બી ક્રિસમસનીજ સહવાર હતી! હું હવે એક તદનજ નવો આસામી થઇ ગયો હતો. જૉન સ્મીથ બાગબાન તે કોઇ બીજોજ ને જુદોજ હોએ તેમ હું માહરા હાલના થથેરામાં તો અસલી હેનરી ગોરડનમાંજ ફેરવાઇ ગયો હતો! ઉમીદ માહરી આંખોમાં નાચ કરી રહી હતી, અને ખુશી માહરી છાતીમાં ઉછલ ઉછલ થતી હતી!

હું હિંદુસ્તાનથી પાછો ફર્યો ને કાહેલી થયો તે ક્રિસમસ ડે હતો, અને આજે બી વળી તેજ દિવસે હું માહરી પવિત્ર મેંના દાવાદાર તરીકે રજુ થનાર હતો એમાં શું કુદરતનો કોઇ ભેદી સંજોગ—તે અણદીઠ સાહેબની કરાંમતનો એક ગોજગણી અને

શાદી.



હેનરી અને મે.

[ જુઓ સફો ૪૯ ]

રૂપો હાથ નહી હતો?

મેં જઇને ઘણા દમામ સાથે એથરસ્ટન હૉલનું બારણું ઠોક્યું, અને જે ખીદમતગારે તેના જવાબમાં હાજર થઇને મને આગળા હૉલમાં દાખલ કરયો તેને મેં લેડી ગ્લેનને ખબર કરવા વરદી કરી કે રૅડ લાનસર્સ રીજમીંટનો એક ઑફીસર તે બાંનુને કાંઇ ચોકકસ ખાનગી કામસર તાકીદથી મલવા ચાહતો હતો.

તે ખીદમતગાર એ માહરો પેગામ લઇ અંદર દોડયો.

તે ખીદમતગાર અંદર દોડયો, અને હું ત્યાં એકલો પડતાં તે બાહેરનો બગીચો નિર્ખવા પડયો, કે જ્યાં એક મજુરના લેબાશમાં મેં બાગબાનીનું હલકું કામ મહિનાઓ તક કરયું હતું. યા ખુદા, તે પણ હુંજ અને આ પણ હુંજ હતો—અને તોબી વખત વખતના ફેર, સંજોગ સંજોગના ફેર, સરજત સરજતના ફેરફાર કેવા તાજુબ કરનારા અને સુખ દુખ પેદા કરનાર ખેલો પુરવાર થતા હતા?

મેં માહરો દમ લેવાનું બી જાણે મોકુફ કરી નાંખ્યું. તે ખીદમતગાર ગયો, અને તે કેહેણનાં જવાબમાં માહરો મધુર પ્યાર માહરા ખુલાસાનો તલબગાર માહરી કને દોડયો આવ્યો તે દરમ્યાંનની માહરી આતુરતા ને ગભરાતના સબબે માહરૂં લોહી જાણે માહરાં બદનમાં જાગીજ ગયું, અને મેં દમ લેવાનું વટીક મોકુફ કરી મેલ્યું.

તે આવી.

શોકાતુર તબ્યતની તોપણ પોતાની તેજસ્વી ખુબસુરતીથી જ્યાં બી જાય ત્યાં ખુશનુદીજ પાંથરી આપે એવી તે દીલકસ દીલરબા દમામદાર તોરથી આવી ત્યાં દાખલ થઇ, અને હું જાણે આંખ્યો

ઉંચકી તે બાવક્ા માહબુબના રોશણ દીદા ભણી જોઇ વટીક શક્યો નહીં !

તે ફુલ જેવાં નરમ કદમે તે દીવાનખાનાંમાં દાખલ થઇ, અને જો તેના જમીનપર પડતા પોશાકનો સણસણાટ માહરે કાને આવ્યો ન હોત તો હું જાણે જાણતે બી નહીં કે તે પવિત્ર અબળા છેક એટલી માહરી લગોલગમાં આવી ઉભી હતી. તેણીનાં દાખલ થવા સાથે તે આખું દીવાનખાનું દીલખુશ તબ્યતના એક બેહેક-બેહેકાતથી બધું મઘમઘ અને પમરપમર થઇ રહયું!

હવે તેણીએ આવતાં સાથે એક બાદશાહજાદીના દમામ પણ એક બાળકીને બી જેબ આપે એવી નમ્રતાથી બાજુમાંનો સોફા મને હાથ હલાવી બતાવ્યો ને બેસવા ફરમાવ્યું, અને પછી સામેના એક ખુરસીમાં પોતે જગ્યા લેતાં કહયું, "તમે મને મલવા માંગોછ? હું લેડી ગ્લેન છેઉં."

હું અદબથી નમ્યો.

હું મુસ્કીલીથીજ માહરી લાગણીઓ કાબુમાં રાખી શકતો હતો! એકદમ તેના પગપર પડવા કે તેને માહરી ગોદમાં દાબવા માહરૂં હૃદય અંદરખાને જાણે ચીસ પાડી બંદ મચાવી રહેલું હતું.

"રેડ લાનસર્સ રીજમીટમાં એક આસામી જે હિંદુસ્તાન ખાતે કપાઇ મુઓ, અને જેનાં ભલાંમાં તમો બાંનુ—"

પણ તે પોતેજ તેટલાં તો ચીસ પાડી પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી !

જીવ હેડવીને બેઠા પછી ને માહરી ઉપર તેણીની પવિત્ર ચસ્મો

દડવાં પછીથી એક લેહજામાં તેણીએ મને ઓલખી લીધો, ને તેથી તે બેઅખ્ત્યાર પોતાની બેઠકમાંથી ચીસ પાડી એકદમ ચમકી ઉઠી.

"તમો કોણ છેઓ? ઓ, મને એકદમ ખરેખરૂં કહી દેઓ કે તમે કોણ છેઓ?" મીઠી મેએ માહા ગભરાતમાં ગરબડાત કરી મેલ્યો.

હું શો જવાબ કરૂં? હું માહરી બેશુમાર, બેઅંદાજ, બેઅખત્યાર લાગણીઓના સબબે તેણીની સામે બેજબાન ચુપ ઉભો રહયો.

"તમો બોલતા નથી પણ હું તમોને પીછાંણી ચુકીછ," તેણીએ માહા ઉશ્કેરણી સાથે થરથર ધ્રુજતાં કહ્યું; "હેનરી, માહરા હેનરી, માહરા પ્યાર, માહરા પ્રીતમ એ તમેજ છેઓ, પણ તમે એટલુંજ મને કેહો કે તમે મુવેલાંઓ વચ્ચેથી નહીં પણ જીવતાંઓ વચ્ચેથી જીવતા જાગતા મને સુખી કરવા અત્રે પાછા ફર્યાછ!"— અને તેણીને હું રોકું અથવા જવાબ કરૂં તે પેહેલાં તો ખુશી ને ગમીનાં આંસુઓનો એક મસ દરયાવ રડતી તે માહરી ગોદમાં આવી પડી!!

અને પછી કલાકો વહી ગયા—કલાકો, કે જેનું સુખ બ્યાંન કરીને વાંચનારને સમજાવાને આખી દુન્યાની કલમો પુગી પડવાની નથી. કેવી રીતે મેં તેને તે માહરી પરનો ગુજરેલો હેવાલ કહયો, કેવી રીતે હું ઉમેદભર ગ્લેન આવ્યો ને કતલ થઇ ગયો—કેવી રીતે તેણીનો બાગબાન—એક ખીદમતગાર થઇ તેણીની પવિત્ર હાજરીમાં સદા હું નોકર રહયો—કેવી રીતે પેલી નોંધપોથી વાંચી લઇ તે વહાલી પ્રિયાના પાક પવિત્ર આચારવિચારોથી હું આગહ થયો તે

ઉંચકી તે બાવફા માહબુબના રોશણ દીદા ભણી જોઇ વટીક શકયો નહીં!

તે ફુલ જેવાં નરમ કદમે તે. દીવાનખાનાંમાં દાખલ થઈ, અને જો તેના જમીનપર પડતા પોશાકનો સણસણાટ માહરે કાને આવ્યો ન હોત તો હું જાણે જાણતે બી નહીં કે તે પવિત્ર અબળા છેક એટલી માહરી લગોલગમાં આવી ઉભી હતી. તેણીનાં દાખલ થવા સાથે તે આખું દીવાનખાનું દીલખુશ તબ્યતના એક બેહેક-બેહેકાતથી બધું મધમધ અને ઘમરઘમર થઇ રહયું!

હવે તેણીએ આવતાં સાથે એક બાદશાહજાદીના દમામ પણ એક બાળકીને બી જેબ આપે એવી નમ્રતાથી બાજુમાંનો સોફા મને હાથ હલાવી બતાવ્યો ને બેસવા ફરમાવ્યું, અને પછી સામેની એક ખુરસીમાં પોતે જગ્યા લેતાં કહ્યું, "તમે મને મલવા માંગોછ? હું લેડી ગ્લેન છેઉં."

હું અદબથી નમ્યો.

હું મુસ્કીલીથીજ માહરી લાગણીઓ કાબુમાં રાખી શકતો હતો! એકદમ તેના પગપર પડવા કે તેને માહરી ગોદમાં દાબવા માહરૂં હૃદય અંદરખાને જાણે ચીસ પાડી બંડ મચાવી રહ્યું હતું.

"રેડ લાનસર્સ રીજમીટમાં એક આસામી જે હિંદુસ્તાન ખાતે કપાઇ મુઓ, અને જેનાં ભલાંમાં તમો બાનુ—"

પણ તે પોતેજ તેટલાં તો ચીસ પાડી પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી!

છેક હેબકીને બેઠા પછી તે માહરી ઉપર તેણીની પવિત્ર નજરો

દડવાં પછીથી એક લેહજામાં તેણીએ મને ઓળખી લીધો, ને તેથી તે બેઅખ્ત્યાર પોતાની બેઠકમાંથી ચીસ પાડી એકદમ ચમકી ઉઠી.

"તમો કોણ છેઓ ? ઓ, મને એકદમ ખરેખરૂં કહી દેઓ કે તમે કોણ છેઓ ?" મીઠી મેએ માહા ગભરાતમાં ગરબડાત કરી મેલ્યો.

હું શો જવાબ કરૂં ? હું માહરી બેશુમાર, બેઅંદાજ, બેઅખત્યાર લાગણીઓના સબબે તેણીની સામે બેજબાંન ચુપ ઉભો રહયો.

"તમો બોલતા નથી પણ હું તમોને પીછાંણી ચુકીછ," તેણીએ માહા ઉસ્કેરણી સાથે થરથર ધ્રુજતાં કહયું; "હેનરી, માહરા હેનરી, માહરા પ્યાર, માહરા પ્રીતમ એ તમેજ છેઓ, પણ તમે એટલુંજ મને કેહો કે તમે મુવેલાંઓ વચ્ચેથી નહીં પણ જીવતાંઓ વચ્ચેથી જીવતા જાગતા મને સુખી કરવા અંત્રે પાછા ફર્યાછ !"—અને તેણીને હું રોકું અથવા જવાબ કરૂં તે પેહેલાં તો ખુશી ને ગમીનાં આંસુઓનો એક મસ દરયાવ રડતી તે માહરી ગોદમાં આવી પડી !!

અને પછી કલાકો વહી ગયા—કલાકો, કે જેનું સુખ બ્યાંન કરીને વાંચનારને સમજાવાને આખી દુન્યાની કલમો પુગી પડવાની નથી. કેવી રીતે મેં તેને તે માહરી પરનો ગુજરેલો હેવાલ કહયો, કેવી રીતે હું ઉમીદભર ગ્લેન આવ્યો ને કતલ થઇ ગયો—કેવી રીતે તેણીનો બાગબાન—એક ખીદમતગાર થઇ તેણીની પવિત્ર હાજરીમાં સદા હું નોકર રહયો—કેવી રીતે પેલી નોંધપોથી વાંચી લઇ તે વહાલી પ્રિયાના પાક પવિત્ર આચારવિચારોથી હું આગહ થયો. તે

ઉંચકી તે બાવકા માહબુબના રોશણ દીદા ભણી જોઇ વટીક શકયો નહીં!

તે ફુલ જેવાં નરમ કદમે તે. દીવાનખાનાંમાં દાખલ થઇ; અને જો તેના જમીનપર પડતા પોશાકનો સણસણાટ માહરે કાને આવ્યો ન હોત તો હું જાણે જાણતે.બી નહીં કે તે પવિત્ર અબળા છેક એટલી માહરી લગોલગમાં આવી ઉભી હતી. તેણીનાં દાખલ થવા સાથે તે આખું દીવાનખાનું દીલખુશ તબ્યતના એક બેહેક-બેહેકાતથી બધું મઘમઘ અને પમરપમર થઇ રહયું!

હવે તેણીએ આવતાં સાથે એક બાદશાહજાદીના દમામ પણ એક બાળકીને બી જેબ. આપે એવી નમ્રતાથી બાજુમાંનો સોફા મને હાથ હલાવી બતાવ્યો ને બેસવા ફરમાવ્યું, અને પછી સામેની એક ખુરસીમાં પોતે જગ્યા લેતાં કહયું, "તમે મને મલવા માંગોછ? હું લેડી ગ્લેન છેઉં."

હું અદબથી નમ્યો.

હું મુસ્કીલીથીજ માહરી લાગણીઓ કાબુમાં રાખી શકતો હતો! એકદમ તેના પગપર પડવા કે તેને માહરી ગોદમાં દાબવા માહરૂં હૃદય અંદરખાને જાણે ચીસ પાડી બંદ મચાવી રહ્યું હતું.

"રેડ લાનસર્સ રીજમીટમાં એક આસામી જે હિંદુસ્તાન ખાતે કપાઇ મુઓ, અને જેનાં ભલાંમાં તમો બાંનુ—"

પણ તે પોતેજ તેટલાં તો ચીસ પાડી પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી!

છબ દેડવીને બેઠા પછી ને માહરી ઉપર તેણીની પવિત્ર ચસ્મો

દડવો પછીથી એક લેહજામાં તેણીએ મને ઓલખી લીધો, ને તેથી તે બેઅખ્ત્યાર પોતાની બેઠકમાંથી ચીસ પાડી એકદમ ચમકી ઉઠી.

"તમો કોણ છેઓ ? ઓ, મને એકદમ ખરેખરૂં કહી દેઓ કે તમે કોણ છેઓ ?" મીઠી મેએ માહા ગભરાતમાં ગરબડાટ કરી મેલ્યો.

હું શો જવાબ કરૂં ? હું માહરી બેશુમાર, બેઅંદાજ, બેઅખત્યાર લાગણીઓના સબબે તેણીની સામે બેજબાંન ચુપ ઉભો રહયો.

"તમો બોલતા નથી પણ હું તમોને પીછાંણી ચુકીછ," તેણીએ માહા ઉશ્કેરણી સાથે થરથર ધુજતાં કહયું; "હેનરી, માહરા હેનરી, માહરા પ્યાર, માહરા પ્રીતમ એ તમેજ છેઓ, પણ તમે એટલુંજ મને કેહો કે તમે મુવેલાંઓ વચ્ચેથી નહીં પણ જીવતાંઓ વચ્ચેથી જીવતા જાગતા મને સુખી કરવા અંત્રે પાછા ફર્યાછ !"— અને તેણીને હું રોકું અથવા જવાબ કરૂં તે પેહેલાં તો ખુશી ને ગમીનાં આંસુઓનો એક મસ દરયાવ રડતી તે માહરી ગોદમાં આવી પડી !!

અને પછી કલાકો વહી ગયા—કલાકો, કે જેનું સુખ બ્યાંન કરીને વાંચનારને સમજાવાને આખી દુન્યાની કલમો પુગી પડવાની નથી. કેવી રીતે મેં તેને તે માહરી પરનો ગુજરેલો હેવાલ [illegible] કેવી રીતે હું ઉમીદભર ગ્લેન આવ્યો ને કતલ થઇ ગયો—કેવી રીતે તેણીનો બાગબાન—એક ખીદમતગાર થઇ તેણીની પવિત્ર [illegible] સદા હું નોકર રહયો—કેવી રીતે પેલી પોથી વાંચી [illegible] વહાલી પ્રિયાના પાક પવિત્ર આગ્રા

બધું—ઓ તે બધું મેં તે મીઠી મહાણુઅને કહ્યું, ને તે કેહતાં કલાકો ક્યાં ગબડી ગયા તે અમો બેમાંથી કોઇએ જાણ્યું નહીં.

કલાકો! કલાકો કે જે દરમ્યાન એક પરાયાની મીલાકાતનાં એકાંતમાં તે નામાંકીત બાનુ એકલી રહી હતી, અને તેનો બી તેને ખેદ, ડર કે ગમ થયો નહીં. થાએજ નહીં. થાએજ ક્યાંથી? તે એવી સદગુણમાં શુદ્ધ હતી ને આચારવિચારની એવી પાકજાદ અબળા પુરવાર થઇ ચુકી હતી કે તે જે ખાકપર ચાલતી હતી તે ખાક વટીક માનથી ચુમવાને ગમે એવા ગલીચમાંગલીચ નીંદકો પણ રાજી અને તૈયાર થાએ;—અને, તેથી, જ્યારે જાહેરમાં સઘળા ખરા ખુલાસા થયા ને હું કોણ હતો તે સત્તાવાર રવેસે આખાં ગ્લેન ગામડામાં જાહીર થયું ત્યારે લોકો સામાં અમો બંનેનાં એ અપરમપાર સુભાગ્યમાં સુખ માની અમારાં શરીક થયાં—અમને બુરૂં બોલનાર કે અમને બુરૂં ચાહનાર આખાં ગ્લેનમાં કોઇ એક બી આદમી હસ્તી ધરાવતું માલમ પડયું નહીં!

અને મીઠી મેની માતા? તે માહરો મીલાપ થવાથી તેની મરતી જૈફીમાં પાછી જવાંન થઇ—એટલી બધી તે મને ખરાં દીલની ચાહવાવાલી હતી, ને એટલી બધી તે ભલી બુઢ્ઢી એ મીલાકાતથી રાજી રાજી થઇ ગઇ હતી.

અને માહરી પોતાની માતા? તેને પણ પાક વફાઇ સાથે મેં માહરાં સુખમાં વીસારી નહીં. માહરી મે સાથે સુખમાં થર પડવા પછીથી સઘળી હકીકત લંબાણથી લખી વાલા મ તેને અમારે આસરે તેડાવી લીધી, ને માહરી નમ્ર મેએ તેણીની માહરા ને માહરા



નેકજાદ બૈનો—સુખી સંસાર.

[ જુઓ સફો ૧૫૩ ]

પીતા જોડેની આગલી કેટલીક અકુદરતી ચાલ છતાં તેણીનો ખુઢાં ઠેરવવાનો છેવટ સુધી દરેક પવિત્ર પરીશ્રમ આદર્યો.

અને, એ રીતે, વ્હાલાં વાંચનારાંઓ, અંતે અમે પાછાં સુખી થયાં. સુખમાં સુખી રેહેલાંઓને સુખ એટલું પ્રિય થઇ પડતું ન જેટલું દુખ ને હાંદેસાઓની ગીરફતારી પછીથી પાછું જેમને ફરી સુખ આવે છે—અને, તેથી, અમો હાલમાં આગલ કરતાં ખરેખર જાણે બેવડાં ને ચોવડાં સુખી હતાં!

ભલી મેએ મરનાર સર એલેકની યાદનું દરેક માન રાખ્યું. એક વરસ તક અમારાં લગન અમોએ ખુશીની સમતીથી મુલતવી રાખ્યાં, અને પછીથી વળી વળતી ક્રિસમસ ડેને દાહડેજ જયા અમારી શેહાદીની ખુશબખ્તીથી અમારાં ગ્લેન ગામડાંના દેવળના ઘંટ ખુશાલીમાં વાગી રહ્યા, ત્યારે કેહેવાની જરૂર છે કે ન્હાનાં મોટાં, અદના કે આલા આખાં ગ્લેન–તે ગામડાંની તમામ ખલક ખરાં દીલની ખુશનુદીમાં અમારી એ હદ વનાની ખુશીખુરમીમ શામીલ થવા પામી હતી?



હું હવે માહરી પાકજાદ મેના બાગેબેહેસ્ત જેવા પ્યારમાં બેહેસ્તથી આલા દરજજાનું સુખ આ ધરતી પર ભોગવું છું. મેને સર એલેકથી તવલુદ થયલી એક બેટીને હું વાંચનારાંઓ સાથ ઓળખાવી ચુકયો છું, ને હાલમાં અમારે ત્યાં એક ગલગોટો–એક ગુલેગુલાબ જેવો બેટો અવતર્યો છે, જે બે પ્યારાં પટપટયાંઓની દીલખુશ ગરબડથી અમારો બંગલો બેવડો ગાજતો વાજતો થયલો છે.



# "ગુલશાન માસિક."

એક હાઇ કલાસ અંગ્રેજી ગુજરાતી ચોપાન્યું.
ડીટેકટીવ વાર્તાનાં જાણીતા એક્ષ્પર્ટ
મી૦ ભાગલ્યા એનાં અધીપતી છે.

# "સ્વતંત્ર અઠવાડીક."

નામ નવસારીનું પણ ખરેખરતો મુંબાઇ તેમજ દેશાવરોની છેલ્લામાં છેલ્લી ખબરોથી પ્રગટ થાય છે.

# સાથે વળી ભેટ?

ગુલશન અને સ્વતંત્રના ઘરાકોને પોતાની ડીટેકટીવ વાર્તાની જુદી જુદી ભેટ આપે છે.

## અને કીંમત શુ?

| | |
|---|---|
| સ્વતંત્ર ભેટ સાથે | રૂા. ૨—૧૨ |
| ગુલશન ભેટ સાથે | રૂા. ૩—૧૨ |

લખો—મેનેજર ગુલશન પ્રીન્ટીંગ વર્ક્સ
નવસારી.

# તૈયાર છે.

# "નીના."

આ અતી ઘણી જોરાવર ને દીલપઝીર વારતાનું પુસ્તક તૈયાર છે. મી૦ કાબરાજીનાં પુસ્તકોની હારમાળામાં આએ એક ઘણો દીલકસ વધારો છે, અને તે ૩૫૦) સફાનું એક મોટું દળદાર, સરેસ્તાની સુંદર સજાઇ છપાઇ ને બંધાઇનું પુસ્તક થયું છે.

આ વારતા એક તમામ શુદ્ધ બાળાની એક એવી દીલજીત કાંહાંણી રજુ કરે છે કે જે આંખોમાં આંસુ વગર વાંચી શકાતીજ નથી. હાસ્ય પણ વળી, તેમાં અવારનવાર ઘણું છે, ને નસીહતના ચાબકારૂપી લખાંણોની એક બી લીટી વગર આખી વારતા જીંદગીની એક ઘણી નમુનેદાર નસીહત રજુ કરે છે. દરેક કુટુંબે એકેક નકલ વાંચવી ને રાખવી ઘટે છે.

**કીમત, ટપાલ ખરચ સુધાં, રૂ. રાા**

**વી. પી, ના ૦)= જાસ્તી.**

**બહમનજી ન. કાબરાજી,**

**ફ્રીઅર રોડ, કોટ.**